શ્રી હરિ ૐ

# કાળો-પહાડ

— અથવા —

# ભારતનું-ભાવિ.

( એક જાણવા લાયક ઐતિહાસીક ત્રિઅંકી નાટક ગાયન તથા ભાષણ સહીત. )

પ્રયોજક —
જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.
બુકસેલર એન્ડ પબ્લિશર.

પ્રકાશક—
"ગુજરાતી" સાહિત્ય મંદિર.
સલાબતપુરા—સુરત.

પ્રથમાવૃત્તિ. સને ૧૯૨૩. પ્રત ૧૦૦૦.



મૂલ્ય માત્ર રૂપીઓ એક.



છપાવી પ્રસિદ્ધ કરનાર—

જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.

સલાબતપુરા—સુરત.



છાપનાર— બચુભાઈ લલ્લુભાઈ દેસાઈ.

શ્રી "અનાવિલ" પ્રિ. પ્રેસ, બરાનપુરી ભાગળ, સુરત.



શ્રી હરિ ॐ

# કાળો–પ્હાડ
## અથવા
# ભારતનું ભાવિ



મંગળાચરણ.

ॐ

સુત્રધાર—શ્રી દેવી સરસ્વતી,

કર કરૂણા હે ! ભગવતિ !

કાપી કુમતિ કલેશ, દે તું સન્મતિ

અમે બાળ ચરણે તા'રા, વંદીએ નામી શિશ—શ્રી.

ટાળી તાપો, શાન્તિ આપો, બ્રહ્મકુમારી માત મ્હારી

પ્રણમે શીશુ શિશ નામી, વંદે દેવી શારદે—શ્રી.

નટીઃ—પ્રાણેશ ઇષ્ટ સ્તવનનું પ્રયોજન ?

સુત્રધારઃ—પ્રયોજન ! સદાય આ સરસ્વતી અમીરસ સીંચે તે કારણે મંગળાચરણમાં દેવીનું સ્તવન-દ્વિકર જોડી વંદન, અને સાથે સાથે પ્રેક્ષકના મનરંજન.

નટીઃ—પ્રેક્ષક વર્ગ અત્રે એકત્રીત થવાનું પ્રયોજન ?

સુત્રધારઃ—પ્રિયે ! પ્રયોજન વિશ્વની તમામ વસ્તુઓમાં સમાયેલું છે. પ્રયોજન સિવાય કોઇ પણ વ્યક્તિઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, થઇ શકતો નથી. વસ્તુ માત્રમાં પ્રયોજન રહેલું છે. અત્રે પ્રેક્ષક વર્ગ પણ એવાજ એક પ્રયોજનાર્થે પધારેલા છે.

નટીઃ—મહદ ભાગ્ય ત્યારે કહો આપના ઉદ્દેશો ?

સુત્રધારઃ—આર્યાવર્તને ઘોર અંધકારના આવરણોથી ઢાંકી દેનાર કનોજાધિપતિ જયચંદ્રના વાવેલા પાપબીજના ફળરૂપ બંગાળા પ્રાંતની દુર્દશાનું દર્શન નાટયરૂપે આ રંગભૂમિને વિષે કાળા-પ્હાડ નામક પ્રયોગથી ભજવાશે. જેમાં અનેક હિંદુ જીવનો નષ્ટ ભ્રષ્ટ થયેલા દષ્ટિગોચર થવા પામશે. પ્રિયે ! આર્યાવર્તની જાહોજલાલી ખરેખર વિનાશ પામી છે. આજે કોઇ આર્ય પુત્ર પોતાની જન્મભૂમિને માટે આત્મ-બળીદાન દઇ શકતો નથી. તેમજ સાચા અંતરથી કહી શકતો પણ નથી કેઃ—

ભલો દેશ મ્હારો, ભલી ભોમ મ્હારી,
મ્હને પ્રાણથી નિત્ય છે, એજ પ્યારી.

નટી:—ભલે, પ્રાણેશ. ભારત પુત્રો પોતાનો ધર્મ વિસરી જાય તથાપિ અમે તો,

જનની જન્મ ભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસિ !

એજ અમારો મહાન મંત્ર છે. અમે તો ખરેખરા—
આર્યસંતાન ગણાવવામાંજ અમારૂં મહદ્ ભાગ્ય માનીએ છીએ.

સુત્રધાર:—ધન્ય છે. તો કરો આર્યવર્તનું યશકિર્તન.

( ગાયન )

બાળાઓ—અમે તો આર્ય તણા સંતાન,
અમારો આર્યાવર્ત ગુણવાન;
કરીશું રસભૂમિનું રસગાન—અમારો.
પ્રકટ થયા આ પૂણ્ય ભૂમિમાં, પરબ્રહ્મ પૂરણ કામ;
અવધપુરીમાં રામસ્વરૂપે, બંસીધર શ્રી શ્યામ—અમારો.
વસિષ્ઠ વિશ્વામિત્ર વાલ્મિકી, શુકદેવજી સંતાન;
માર્કંડેયમુનિ કપિલેશ્વરજી, અગસ્ત્ય અતિ બળવાન—અમારો.
પાણ્ડુ પુત્રના પવિત્ર પ્રેમો હૃદયાકર્ષે તમામ;
પૃથુ, પ્રતાપને, રણજીત, રાજે, રાખ્યું અવિચળ નામ—અમારો.
કર્મવીરો એ કર્મભૂમિ આ, ભારતના બળવાન;
ગાંધી, ગોખલે, ગંગાધર-સુત, લાલાજી, ગુણવાન—અમારો.
ફીરોજશાહ, દાદાએ ખેંચ્યાં 'સ્વરાજ્ય'ના નિશાન;
હિન્દ હિતેચ્છુ " અલી બિરાદર " પાયે અમિરસ પાન—અમારો.

# પ્રથમાંક.



## પ્રવેશ ૧ લો.

સ્થળ:—" કારાગૃહ "

પાત્રો—સત્યેન્દ્ર, નિરંજન, નજીરુન્નિસા, સિપાઇઓ વિગેરે...

( ગાયન. )

(વૃદ્ધ) સત્યેન્દ્ર—પડે આફત અરે ! આફત, બિચારી હિન્દ પર કુદરત.
બને શું ક્રુર ઓ ! કુદરત ! બિચારી હિન્દ પર કુદરત.
ગરિબડી ગાય છૂંદાતી, શિયળહીન નારીઓ થાતી;
ગયા જુના થયા સુના, રહ્યાં સ્વપ્નાં અરે ! કુદરત.
ગઈ સૌ નીતિ રીતિઓ, લુંટાતી ધર્મ પ્રીતિઓ;

થયું છે ઘોર અંધાકાર, અયે! ઓ! કારમી કુદરત.
વસ્યા અનીતિ અત્યાચાર, વધ્યા જુલ્મી તણા વેપાર;
બિછાવી કપટની બાજી, ફસાવ્યા તેં અયે કુદરત.

સત્યેન્દ્ર—ઓહ! ક્યાં છે તે ધર્મ, અર્થ, કામ, મોક્ષ, પ્રદાતા?
છુપાયો ધર્મ પાતાળે, વસ્યું જઈ સત્ય આકાશે,
ગઈ સૌ નિતિની રીતી, વશી શાંતિ સ્વર્ગને વાસે.
ગયો મોક્ષ સમશાને, વસ્યો છે કામ કળી પાસે,
અર્થએ આશ છાંડી છે, અરે હા, હા, કળી ગ્રાસે.
ક્યાં છે?—જે હૃદયમાં શાંતિ હતી, તે આજે નાશ પામી છે,
ઝાલીમ—સત્તાના પરિબળથી, શાંતિ દેવી સ્વર્ગે સિધાવી છે.

અહા? શું હું એક ધર્મવાન પુરૂષનો ધર્મ તજાવવા આવ્યો છું? યવન સત્તાને સ્વાધિન થઈ મ્હારા નામને લજાવવા આવ્યો છું! હિંદુ છતાં મેં મ્હારા ધર્મનો દુષ્ટોના બળાત્કારથી અહિષ્કાર કર્યો છે, તો શું તેનું હું આ પ્રાયશ્ચિત કરવા આવ્યો છું? ના, ના. હું તેમ કદાપિ નહિ કરીશ. મ્હારા જાતિબંધુને તેના ધર્મથી વંચિત નહિજ થવા દઈશ.

કરી કુકૃત્યના કામો, કમાણી શી થવાની છે,
ઘડી બે ચારની શોભા, અંતે પડી રહેવાની છે.
મિથ્યા મ્હારૂં અને ત્હારૂં, નથી કોઈ સાથનો સંગી,
જાણું એ મોહનું જાળું, જુઓ આકાશ બહુ રંગી.
વ્યર્થ છે માયા કાયની, બની છે કાયની કોઠી,
સીંચ્યું તે તો પડી રહેશે, પ્રભુની આશ છે મોટી.

બસ તે શું? આ યવન ભોજનનો સ્વીકાર કરશે? ના. નહિજ કરે. તથાપિ જો તેમ કરવા તત્પર થશે તો તેને હું અટકાવીશ? મ્હારી ફરજ બજાવીશ? તેની મુળ જાતિનું સ્મરણ કરાવીશ? તેનો ધર્મગુરૂ બની કટુ વચનના પ્રહાર કરીશ? પરંતુ તેને ધર્મભ્રષ્ટ કર્યાનું પ્રાયશ્ચિત મ્હારે હાથે નહિ થાય. (નિરંજનની પાસે જઈ) અહા? કેવો નિર્દોષ મનુષ્ય? એનું મુખારવિંદ જોતાંજ હૃદય દ્રવિત થાય છે. અંતરનો દાવાગ્નિ ભભુકી ઉઠી તન ખાખમય થઈ જાય છે. નિરંજન? અહા? કેવું મધુરૂં નામ. નિરંજન તે નિરંજનજ છે. (ઢંઢોળીને) નિરંજન, નિરંજન ઊઠ. જાગૃત થા. લે. ત્હારા માટે આ ભોજન તથા જળપાત્ર તૈયાર છે. તેમાંથી ત્હારી ઇચ્છાનુસાર આહાર કર. ભાઈ તું ત્રણ ત્રણ દિવસનો ઉપવાસી છે.

ભોજનનો આકાંક્ષી છે, જળનો પ્યાસી છે. માટે બે આ વસ્તુનો સ્વીકાર કર ?

નિરંજનઃ—સ્વીકાર ! અરે ! આ યવન-ભોજનનો સ્વીકાર ! શું આ અપવિત્ર પાણીનો સત્કાર. મ્હારાથી નહિ થશે. જાવ. જાવ. તમે આવ્યા તેવી રીતે પાછા જાવ. મ્હારે માટે અન્ન જળ લાવશો નહિ. તમારૂં કાળ સ્વરૂપ દર્શાવશો નહિ.

વૃદ્ધ—નિરંજન, નિરંજન. તું હાલ ક્યાં છે, તેનુ તને જ્ઞાન છે ? તું હમણા સ્વતંત્ર નથી પરંતુ પરતંત્ર છે. તારા હાથમાં પરતંત્રતાની બેડીઓ જકડાએલી છે, તેનું તને ભાન છે ?

નિરંજન—હા. ધર્મની વેદી પર દેહનું દાન છે. હું કંગાલ કેદી છું, તેનું મને ભાન છે. હું એક બંધીવાન છું તેનું મને જ્ઞાન છે. હાલ હું પરતંત્ર છું તેની મને સાન છે. મારી કાયા બંધીવાન છે. પરંતુ આત્મા સ્વતંત્ર છે, તે ફાવે તેમ વર્તવા મુખ્તયાર છે, તેમાં શું કોઇ હક્કદાર છે ?

પડી છે હાથમાં બેડી, જગત માત્રને જોવા,
નથી એ લોહની બેડી, મ્હારે મન મિષ્ટ એ મેવા.
નથી આ લોહના કંકણ, અરે એ સુવર્ણ સાંકળા સુંદર.
જણાયે દૃષ્ટીથી કાળા, દીપક સમ દીપતા અંદર.
પડેલી હાથમાં બેડી, ગણેલી કીર્તિની મેડી,
ભલે તું આ કહે બેડી, મારે મન એ સ્વર્ગની સીડી.

વૃદ્ધ—( સક્રોધ ) બસ કર. આ અન્નજળનો સ્વીકાર કર. ત્હારૂં જીવન લંબાવવાનો વિચાર કર.

નિરંજન—સ્વીકાર કોટી કાળાંતરે પણ નહિજ થશે.

વૃદ્ધ—નહિજ થશે તો ભુંડે હાલે કુતરાને મ્હોતે મરીશ.

નિરંજન—મરીશ ? મરવાની મ્હને પરવા નથી, આ દેહની દરકાર નથી, આ જીવન લંબાવવાનો વિચાર નથી.

વૃદ્ધ—આખરે પશ્ચાતાપ થશે, મૃત્યુના ભયથી ડરી જશે. હૃદયની ઉર્મીઓ ટળી જશે.

નિરંજન—ભલે તેમ થાય ! પણ આ નિરંજન ધર્મ વિહીન નહિ થાય તે નહિજ થાય.

જો કદિ ધરશે ધ્યાન, રવિ ઉદયાચળ અસ્ત થાવા,
જો કદિ ધરશે ધ્યાન, વનપતિ ખડ ખંતે ખાવા.
જો કદિ ધરશે ધ્યાન, પાવક શિતળમય થાવા'
જો કદિ ધરશે ધ્યાન, વિષ પિયુષ બની જાતે

કદિ સાગર નીર પલટી, મર્યાદા નિજ મૂકશે,
પણ પ્રાણાંતે ટેકી જન, ટેક રાખ્યો ના ચૂકશે.

વૃદ્ધ—ટેક પોતાનો તું નહિ તજશે, તો સિતમનો અંગાર હારા શિર પર વર્ષિ તને બાળી ખાખ કરશે ? નિરંજન તું સમજે છે કે–"વિનાશકાળે વિપરીત બુદ્ધિ."

નિરંજન—ભલે ભોગવવું પડશે તો તે ભોગવવાને તૈયાર છું. એક વાર નહિ પરંતુ હજારવાર તૈયાર છું.

હઠ નહિ ત્યાગું કદાપિ, હું છું હઠીલો પુરો,
ભલે ગુજરી સિતમ, કરે આ કાયાનો ચુરો.
કદી નભ મંડળ આવી, શિર પર વર્ષે મ્હારે,
તથાપિ આ હઠીલો નિરંજન, ડગશે નહિ લગારે.

વૃદ્ધ—ડગશે નહિ લગારે, વ્યર્થ ગુમાન શીદ અંતર ધારે,
કાળ ચક્ર ફરી રહ્યું છે, હવે શિર પર હારે.
આવી અચાનક કાળ, ગ્રાસ હારો કરશે,
હઠીલા હઠ છોડી દે, વિના મ્હોતે તુ મરશે.

નિરંજન—મરવું તેથી શું છે ડરવું ડરવાનું શું કામ છે.
મરણવશ સર્વે બની, દુનિયાની બાજી તમામ છે.
કોઇ આજે કોઇ કાલે, કોઇ ઘડી પળમાં જાય છે.
કાળ મિત્ર કોઇનો નથી એ, સર્વ ભક્ષી કહેવાય છે.

વૃદ્ધ—નિરંજન નમનતાઇમાં, સુખ રહ્યું છે ઝાઝું,
પ્રાણ રક્ષા અર્થે અરે, આ અન્ન બલા ખા તું

નિરંજન—ભ્રષ્ટ અન્નના આહારથી, ઉદર પોષી જીવવું બાળું,
ફરવું દુનિયામાં દુર્મુખ થઇ, એ જીવવાથી મરવું ભલું

વૃદ્ધ— જીવતો નર ભદ્રા પામશે, મુવા પછી તે નહિ મળે,
લખી કર્મમાં કોડી, તો લક્ષ ક્યાંથી તે જન રળે.

નિરંજન— ઉદ્યમ, ખંત, ટેક એક, ભૂષણ છે સાચે સાચું,
મિથ્યા મૂકી બકવાદ, અરે ઓ યવન પાછો જાતું.

વૃદ્ધ— યવન નથી હું, પણ છું હિંદુ જાતિ,
બ્રહ્મકુળમાં જન્મી, ભ્રષ્ટ કીધી છે જાતિ.

નિરંજન—શું સત્ય કહો છો ?

વૃદ્ધ—હા સત્યજ છે. ધન્ય છે બચ્ચા નિરંજન તને ધન્ય છે. હું અત્યાર સુધી હારા ટેકની કસોટી કરતો હતો. પરંતુ તું તેમાં

પરિપૂર્ણ પાર ઉતર્યો છે. બંધુ નિરંજન હવે હું જાઉં છું. તું ત્હારા ટેકને નિભાવજે. પરમાત્મા ત્હારૂં કલ્યાણ કરો એવી મ્હારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

**નિરંજન**—આવે, આવો આર્યપુત્ર મને સહર્ષ ભેટવા દ્યો.

**શુદ્ધ**—નહિ. નહિ, નિરંજન તું ત્હારા શુદ્ધ વિચારનો ત્યાગ ન કર. મારા જેવા એક ભ્રષ્ટને ભેટવા ઉંચ્છંદ ન ધર (શુદ્ધ ચાલ્યો જાયછે.)

**નિરંજન**—અફસોસ! હાય (એમ કહી કપાળ કુટે છે) દુર્ભાગ્ય.

( અર્ધો સીન ટ્રાન્સફર )

ગાજતી ગર્વની ટોચે, અરે ઓ હિંદ મુજ માતા,
થયા શાં હાલ આ ત્હારા. અરે ઓ હિંદ મુજ માતા.
ગણાતી નવખંડ પ્રતિનિધી, અરે ઓ હિંદ મુજ માતા,
ફકીરી આજ તેં લીધી, અરે ઓ હિંદ મુજ માતા.

(મુર્છાગત થાય છે, શિલા સાથે માથું પટકાય છે) (એંડીંગ સીન.)

**નજીરૂન્નિસા**—(નેપથ્યમાંથી) (સાખી)

ઉદયાચળે ઇંદુ પ્રકાશતાં, પદ્મિની પ્રફુલ્લાય,
ક્ષિતિજ તળે સ્નેહી જતાં, પુનઃ પુનઃ શોભાય;
કાળ ગતિ પ્રબળ ગણી, સ્વાત્મા સમજી જાય,
નિષ્કારણ ધારણ કરે, રવિકુળ મણિ રઘુરાય.

(નિરંજનના શરીર પાસે જઇ) સબુર કરો (૨) જીગર પર જબ્બ ધરો.

**નજીરૂન્નિસા**—કાય દરવાન?

**દરવાન**—જી હુઝુર.

**નજીરૂન્નિસા**—ચાર સિપાઇઓકુ બોલાકે હાઝીર કર?

**દરવાન**—જયસા ફરમાન. (ચારે સિપાઇઓ આવે છે)

**નજીરૂન્નિસા**—(સિપાઇઓ પ્રત્યે) ઉસ કમ્બખ્તકો ઉઠાકર મેરે મકાન પર લે ચલો.

**સિપાઈ**—જયસા આલિજાહીકા ફરમાન. (ઉપાડી જાય છે)

( સીન ટ્રાન્સફર )

( પ્રવેશ ૧ લો પૂર્ણ. )

## પ્રવેશ ૨ જો.

( સ્થળ નજીરૂન્નિસાનો મહેલ )

( ગાયન. )

આ સંસાર, આ સંસાર, છે દુઃખીઓનો દરબાર નથી કોઇ—
સુખીઓ સરદાર

કોઇ તનથીરે, કોઇ મનથીરે, કોઇ ધનથી પીડાતા પારાવાર,
રાજા પણ દુઃખીઆ, પ્રજા જન દુઃખીઆ, દુઃખીઆ જંગલે જોગીડા-
વસનાર.

(નિરંજનનને પથારીમાં લાવી સુવાડે છે, હકીમ નાડ તપાસે છે. દાસીઓ ફરતી માલમ પડે છે.)

હકીમ—(દવાની પ્યાલી આપતાં) લો એ દવાઇ અભી પીલા દો. ઉનકો જયાદા ખુન બહનેકે લીયે કમજોરી દીખાઇ દેતી હય. ઇસી લીયે યહ દવાઇસે જલદી આરામ હો જાયગા.

નજીરૂન્નિસા—અચ્છા લાઇએ. મયેં પીલાતી હું. (થોડીવાર બેઠા પછી) (નિરંજન હાલે છે)

હકીમ—દેખો તબીયત કયસી ઠીક હોને લગી. મેરી દવાઇકી અયસી ખુબી હય કી બીમારકો પીલાનેકે સાથ આરામ હોતા હય. મગર ઉસકો જયાદા મત બુલાના એક દો રોજમેં ઠીકઠીક આરામ હો જાયગા. લેકીન પહરેજી સમાલના.

નજીરૂન્નિસા—જયસા હકીમ સાહબકા ફરમાન કિયા જાતા હય. ઉસી તરહસે એ મરજવાલેકી સારવાર કીયે જાયગી.

હકીમ—બહુત અચ્છા. તો જલ્દી આરામ હો જાયગા.

નજીરૂન્નિસા—જયસા પરવરદિગારકા ઇરાદા હો વયસાહી હો શકતા હય. ઇન્સાનપે જો બખ્ત ખુદા રહમકી નઝર કરતા હય, વોહી બખ્ત આફતે બલા ચલી જાતી હય. ધુપ ઓર છાંવકા હરબખ્ત ઇન્સાનકી જીંદગીમેં આના જાના હોતા હય. વોહી ઇન્સાન ગમસે નિભા શકતા હય. વોહી ઇન્સાન સચ્ચાઇ ઓર નેકીકા દોસ્ત હય.

હકીમ—સચ્ચ હય ખુદા ચાહે સો પલમેં કરે? (નિરંજન ગફલતીમાં બોલે છે)

નિરંજન—હે પ્રભુ, હે પ્રભુ, (નજીરૂન્નિસા હકીમને દુર ખસી જવા ઇસારાથી સુચવે છે) મારો હત્યારો પ્રાણ કેમ નિકળી જતો નથી? હે બંધુ હે ગુરૂજી મ્હને ક્ષમા કરજો.

નજીરૂન્નિસા—તમે ગભરાશો નહિ. હવે તમે એક નિર્ભય સ્થાનમાં છો. માટે સુખેથી આરામ લ્યો.

નિરંજન—ઠીક. મ્હને જરા પાણી પાશો?

નજીરૂન્નિસા—(નિરંજનને બેઠો કરી પાણીપાતાં) હા. લ્યો આ પાણી

અજબ છે રંગ આ ન્યારો મધુરો પ્રેમ નીશાનો,
બતાવે માર્ગ એ પ્યારો, રસીલો સ્નેહ દિશાનો,

ન સુણતા બેહના બણકા, સદા શુદ્ધ પ્રેમના પ્યાસી,
તજીને જગતની પરવા, ફરે થઇ સ્નેહ સન્યાસી.
નથી જ્યાં કુળની આજ્ઞા, ખરો એ દેશ પ્રેમીનો.
તજી છે લોકની લજ્જા, મળ્યો જ્યાં યોગ પ્રેમીનો.
દીધું છે દીલ મેં દીલથી, નિરંજન નાથ જાણીને.
ચહું છું ચિત્તથી દિન રૈન, નિરંજન નાથ માનીને.

અહા ? પરમભાગ્ય. આશા તૃષ્ણાના સંલગ્ન ફળીભૂત કરનાર પરવરદીગાર દાતાર છે. ( બાજુમાં ઉભેલી પદ્મા બોલી ઉઠે છે )

પદ્મા—તેમાં પણ મદદગાર છે. ( વાહ શો પ્રેમરંગ ? ) (સ્વગતઃ)

નિશો પ્રેમનો જુદો, પીનારા કોઇ વીરલા છે.
રસીલો રસ એ રૂડો, પીનારા કોઇ વીરલા છે.
કરશે ના તે' કિંમત, રતી ભારો નથી દીઠો,
રચ્યો છે રસ એ પ્યારો, રસીલા પ્રેમનો મીઠો.

( પ્રેમની મીઠાશ તો ઓરજ છે. )

નિરંજન—શિવ શિવ શિવ. મ્હારો આત્મા બહુજ ગભરાય છે. ઉદરમાં કંઇ કંઇ થાય છે.

નજીરૂન્નિસા—તમોને શું થાય છે ?

નિરંજન—જાણે...કાંઇ...સમજાણુ...પડતી...નથી.

પદ્મા—લ્યો બા. આ કાંજી મેં બનાવી રાખી છે. તે એમને પાઇ દ્યો. જેથી એઓનો ગભરાટ ઓછો થશે.

નજીરૂન્નિસા—હા લાવ. ત્યારે હવે હું “એમને” બેઠા કરૂં.

પદ્મા—હંઅંઅંઅં એમને કહેતાં કેવું મ્હોડું ભરાઇ આવે છે. જાણે મ્હોડામાં પાણી આવતું હશે કાં......!

( નજીરૂન્નિસા નિરંજનને બેઠો કરી પોતાના ખભા ઉપર તેનું માથું રેહવી કાંજી પાય છે. )

વૃદ્ધ—(પ્રવેશ કરી) અફશોષ ! વીરનર ?

સુલયમાન—(પ્રવેશ કરી) શિકાર સર ?

( ટેબ્લો )

## પ્રવેશ ૩ જો.

સ્થળ—પાઠશાળાનો દેખાવ.

પાત્રો—ન્યાયરત્ન, નિજાનંદ, પ્રેમાનંદ, મદનાનંદ વીગેરે.

११३०३



( ગાયન )

નમીએ નમીએ તમ ચરણે,
શ્રી શારદા જગ જનની.
રહીએ સદાય શરણે,
કરે આશ પૂરણ મનની.—નમીએ.
વીણા ધારી મનહારી (૨)
કરી હંસ ઉપર સ્વારી,
મુકતાવળી કરધારી
મતિ આપ વિદ્યા જનની.—નમીએ.
ખીલી વિદ્યા વાડી રૂપાળી (૨)
વિધ વિધ કુસુમની ભાળી,
આમ અરજ સુણી બિરદાળી,
દે સુરભી સરસ સુમનની.—નમીએ.

શિષ્યો—( ન્યાયરત્ન પ્રવેશ કરે છે. તેને સર્વ શિષ્ય પ્રણામ કરે છે ) सगुण विद्यावर्य गुरु वाल्मिकीभ्योनमः

ગુરૂજી—शारदा प्रसन्न मस्तु ! कल्याणमस्तु !

નિજાનંદ—ગુરૂજી આજે આપનું મુખારવિંદ ગ્લાનીયુકત કેમ ?

ગુરૂજી—વત્સ. નિજાનંદ. પુત્ર નિરંજન તરફના મુદિત સમાચાર કેટલોક વખત થયા મળતા નથી તેથી આજે પ્રભાતના સમયથી મ્હારૂં મન એકાએક ખિન્ન થયું છે. કોઈ પણ પ્રકારની વ્યવસ્થા સુઝતી નથી. અરેરે ! તે મ્હારા આજ્ઞા-પાલક પુત્રનું શું થયું હશે ?

નિજાનંદ—ગુરૂજી ગૂઢાશયવાળા વિચિત્ર બનાવની કંઇ પણ સમજણ પડતી નથી. બંધુ નિરંજન આટલો સમય સમાચાર મોકલવાને વિલંબ કરે એ તદન અસંભવિત છે. ખરેખર ! દૈવની કેવી વિચિત્ર ઘટના ?

ગુરૂજી—ગોવિંદની ગતિ ગહન છે. તેનું ધાર્યું હશે તેજ થશે. પરંતુ પ્રભુ મ્હારા વ્હાલા શિષ્યનું શું થયું હશે ! દુષ્ટ નવાબને ફરિયાદ કરવા જતાં ફસાયો તો નહિ હોય ? પાપીઓના ઘોર અત્યાચારનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે. દુષ્ટો હિંદુઓનો રાક્ષસ રૂપે સંહાર કરી રહ્યાં છે. તો પછી મ્હારા વત્સ નિરંજનની સ્થિતિનું એવુંજ કંઇ અનિષ્ટ થયું

હોય તો આશ્ચર્ય શું ? અરેરે ? મ્હને એ મ્હારૂં કોહીનૂર ક્યારે મળશે ? મ્હારો આજ્ઞાપાલક શિષ્ય ક્યારે મ્હારી પાસે આવશે ? ખરેખર કળિયુગના સમયમાં "કસાઈ ઘેર કુશળ ને ધર્મીને ઘેર ધાડ" અરેરે !

મળ્યા દેવને દાનવ, નડે રાહુ નિશા નાથને;
છુપાયો સ્નેહ–ભાનુ ક્યાં, મહાન વિશ્વાકાશમાં.
અહો ! પ્રભુ એ પ્રાણભાનુ, કવ પ્રકાશ પામશે;
ગયેલ મમ હાથથી હીરો, ક્યારે કર મુજ આવશે.

વત્સ નિરંજન ત્હારી વાટ જોતાં કેટલોક વખત વ્યતિત થયો તથાપિ ત્હારા આશાજનક સમાચાર સાંભળવા મ્હારી શ્રવણ ઇંદ્રિયો શક્તિવાન થઈ નહિ ! એ કેવું દુર્ભાગ્ય ?

**પ્રેમાનંદ**—ગુરૂવર્ય વૃથા કલ્પાંત છોડી બંધુ નિરંજનનો પત્તો મેળવવા યુક્તિ પ્રયુક્તિ કરવી જોઈએ આમ ઉદ્યમ રહિત શાંત બેસી રહેવાથી કંઈ આપણું સાર્થક થવાનું નથી. મ્હને પણ બંધુ નિરંજનનો વિયોગ બહુજ સાલે છે. માટે હે ગુરૂ–પિતા આપ કૃપા કરી નિરંજનની શોધાર્થે દેશાટન કરવાની આજ્ઞા આપો તો હું કૃતકૃત્ય થઈશ.

**ગુરૂજી**—વત્સ. પ્રેમાનંદ તું દિલગીર ન થા. મારા હૃદયમાં કેટલાએ દિવસ થયાં એનાજ વિચારો યોજાયા કરે છે. વળી પુત્રી ગૌરીની પણ શોધ કરવાની જરૂર છે. તેથી કરી તિર્થાટન કરતાં કરતાં ઉભયની શોધ ચાલુ રાખીશું. એક પંથ અને દો કાજ થશે પછી કર્તાહર્તા તો શ્રી હરિ છે.

**પ્રેમાનંદ**—ગુરૂજી આપે જે યાત્રા નિમિત્તે જવા ધાર્યું છે, તે અત્યુત્તમ છે પરંતુ આપની સેવા તો મ્હને સદાનંદ આપે છે જેથી કરી હું તો તમારી સાથેજ પ્રયાણ કરીશ.

**ગુરૂજી**—ભલે ! ત્હારી ઇચ્છા !

**રમાનંદ**—પુજ્ય ગુરૂ–પિતા આ સેવકની સેવા સ્વીકારવા કૃપાવંત થશો ?

**ન્યાયરત્ન**—ભાઈ ત્હારી શી ઇચ્છા છે વારૂ ?

**રમાનંદ**—બીજી શી ઇચ્છા હોઇ શકે ?

**ન્યાયરત્ન**—ભલે ત્હારી ઇચ્છા પૂર્ણ કર.

**નિજાનંદ**—ગુરૂજી આ દાસ પર આપની અવકૃપા ન રે'વી જોઈએ.

**બીજા શિષ્યો**—હે ! તાત ? અમે આજનો શો અપરાધ કર્યો ?

**ન્યાયરત્ન**—પાહિમામ્, પાહિમામ્ તમે સર્વ સંગાથે આવશો તો આ આશ્રમની શી વ્યવસ્થા?

**શિષ્યો**—પ્રભુ થોડા સમય માટે એને વિશ્રામ આપીશું. પણ અમે અહિં આપ વિના રહી શકવાના નથી. આપનો સમાગમ અમને અધિક પ્રિય લાગે છે.

**ન્યાયરત્ન**—તમો સર્વ આવવા તૈયાર હો તો આપણે કાલે પ્રભાતમાં અહિંથી પ્રયાણ કરીશું. (મદનાનંદજી પ્રવેશ કરે છે) યોગ પણ સારો છે. વિજયાદશમીને ગુરૂવાર મૂહુર્ત શુભ ચોઘડીઆમાં પ્રયાણ કરવાથી કંઇક અંશે ફળદાયક થશે. એવું જ્યોતિષ શાસ્ત્રનું પ્રમાણ છે. તમે તમારા વડીલોની આજ્ઞા મેળવી સત્વર ઉષઃકાળમાં અહિંયા આવજો.

**શિષ્યો**—જેવી ગુરૂજીની આજ્ઞા.

**મદનાનંદજી**—(સ્વગત) એ સસુરન પંડિતડા કયા કર રહા હૈ. માર ધમાધમ ઓર ધમાધમ કયા ધુમ મચા રહા હૈ. જરા ઉસ્કો પુછે તો સહી કી વો કયા ચલતા હય. (પ્રગટ) નમો! નારાયણ? નમો? નારાયણ?

**સર્વે**—નમો નારાયણ, નમો નારાયણ. જય સચ્ચિદાનંદ.

**મદનાનંદજી**—જય સચ્ચિદાનંદ. કયું પંડિતજી કયા ચલ રહા હય?

**ન્યાયરત્ન**—મહારાજ અમે યાત્રાએ જવાની તૈયારી કરીએ છીએ. આપ કયાંથી પધારો છો?

**મદનાનંદજી**—હમ આતે હય. કાશી, ગોકુળ, મથુરા, બિંદ્રાબીન, પ્રયાગરાજ, શ્રીનાથ હરદ્વાર, દ્વારિકા, બદ્રિનારાયણ, રામેશ્વર, જગન્નાથ પુરી, અયોધ્યાજી સબ જાત્રા કરતેં કરતેં ચલે આતેં હયઁ. ભલા એ નગર બ્હોત અચ્છા હય. લેકીન સસુરન એ ગાઉં કે રાજા કૌન હય. સાલેકી લછમી મેં આગ લગ જાય...સસુરનને એક મુસાફિર ખાનાભી નહિ બનવાયા. કયસા ચાંડાળ, કયસા ચાંડાળ. સારા દિન ધુપમેં બૈઠે બૈઠે. શીર દુખને લગા. હત તેરા સત્યાનાશ જાય...

**ન્યાયરત્ન**—મહારાજ આપ કયાં ઉતર્યા છો?

**મદનાનંદજી**—સામને બડકી નીચે ધુની લગાઇ હય. ઉધર થોડે દિન ઠેહરનેકા બિચાર થા લેકીન કયા કરે? સસુરન ઇસ ગાઉંકે સભી લોગ અભાગી હય, અભાગી, અપને મનમેં કે કહીંભી અચ્છા આશ્રમ મિલ જાયેં તો મુમુક્ષજનકો કથાકિર્તન સુનાયેંગે! મગર ભાગ સાલેકા (પ્રસાદીની

પોટલી છોડી આપવા માંડે છે) લો યહ પ્રસાદી તુમતો થોડીશી લે લો. (શિષ્યો પ્રત્યે) લો જરા જરા તુમ ભી લેલો.

**શિષ્યો**—વાહ વાહ. લાવો ભાઇઓ કરો શ્રી ગણેશાય નમઃ શ્રી શારદા નમઃ જય શ્રી સચ્ચિદાનંદ દેવકી જય, જય, જય-જ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય. (એમ કહી પ્રસાદી મ્હોંમાં મૂકે છે.)

ન્યાયરત્ન—મ્હારાજ હમારા જવાથી આ આશ્રમ ખાલી પડશે. જો તહમારી ઇચ્છા હોય તો ભલે અમારા આશ્રમમાં નિવાસ કરો.

**મહનાનંદજી**—બ્હોત અચ્છા. શીરી કીરસન, શીરી રામચંદ્રજી તુમ્હારા કલ્યાણ કરેગા. (સ્વગત) વો પાપકે પુતલે સ્વસે જાયગા જબ અપના ડંકા બરાબર બજેગા. ફીર દેખના. એ સ્વામીજીકા બ્હાર કયસા ખીલતા હય. રંગીલા બ્હેપાર કયસા ચલતા હય. કથા કિર્તન શ્રવણ કરાવેંગે, રમણીયોકા રીઝાવેંગે. માલ મલીદા ઉડાવેંગે. ભેજનકી બ્હાર લુટાવેંગે, અચ્છી અછી ઔરતોંકી ઝાંખી કરેંગે, ચેલાચેલી બનાકર મોજમઝા મારેંગે. "આજ કાલ સ્વામીજીકા સિતારા ઔર હૈ."

શિખરણી.

હુવે સાધુ સારે, ભૂતળ જીતના પ્રેમ કરના;<br>
કરી કામો પ્યારા; જીવન ભરના ધ્યાન ધરના.<br>
બની યોગી, ઢોંગી; સકળ જગકો ઠીક ઠગના;<br>
તજી સારી માયા, જગતધરકો નિત્ય જપના.

ન્યાયરત્ન—મહારાજ આવતી કાલે પ્રભાતે અમે અહિંથી પ્રયાણ કરીશું. તથાપિ હમારા આવતા પહેલાં તમારો પ્રયાણ કરવાનો વિચાર હોય તો. આ આશ્રમની વ્યવસ્થા શી કરશો?

**મહનાનંદજી**—કયા કરેગા. તુમ કહેગે ઉધર તાલા લગાકે ચાવી રખદેગેં.

ન્યાયરત્ન—બહુ સારૂ. રમાનંદ ત્હારૂં ઘર નજીકમાં છે. જેથી કરી મ્હારાજને જ્યારે જવું હોય ત્યારે ચાવી મૂકી જવાની અનુકુળતા થઇ પડે માટે ત્હારા ઘરની તથા ડોસીની આ મ્હારાજને પીછાન કરાવવા ત્હારી સાથે તેડી જા.

**રમાનંદ**—જેવી ગુરૂજીની આજ્ઞા.

મહન્માનંદજી—( સ્વગતઃ ) આજ કુલ સ્વામિજીકા સિતારા
જોર હે ” ચાલો બાઇ ચાલો હમકુ મકાન બરાબર
દિખાના. સ્વામિજીકા સિતારા જોર હય.

ન્યાયરત્ન—શિષ્યો તમે પણ ત્હમારા સ્થાને જઇ વડિલોની આજ્ઞા
મેળવી પ્રભાતમાં વ્હેલા અહીં આવી પહોંચજો. ( શિષ્યો
પગે લાગી કહે છે )

શિષ્યો—જેવી આજ્ઞા પ્રભુ. ચાલો બાઇઓ ચાલો. આજે તો
સોનાનો સુરજ ઉગ્યો.

મહન્માનંદજી—આજ કુલ સ્વામિજીકા સિતારા જોર હૈ.
( પડદો ઉપડે છે. )

[ પ્રવેશ ૩ જો સમાપ્ત. ]

## પ્રવેશ ૪ થો.

સ્થળ—બગીચાનો દેખાવ.

પાત્રો—નિરંજન નજીરુન્નીસા તથા માયા.

નજીરુન્નિસા—( તથા નિરંજન હાથમાં હાથ મીલાવી પ્રવેશ કરતાં
નજીરુન્નિસાન )

( ગાયન

હાંરે કેવી ખીલી વસંત બ્હાર,
ટહુકે કોયલીયા આંબાની ડાળ.........................હાંરે૦
મંદમંદ સમિરશો વાયે, તનમનના તાપ સમાયે;
છાયે અંતરમાં પ્રેમાનંદ અપાર.................હાંરે૦
નાજુક આ વન વૃક્ષવેલી, આલીંગે લાલને લળી લળી,
અહાહા ? રૂડા પ્રેમના સરોવર ઉભરાય.........હાંરે૦

કળિકા ખીલતી સુંદર, રસીલી રસ ભરેલી આ,
જુઓ ઉદ્યાનની શોભા, નવે રંગે રસીલી આ.
ટહુકતા મોરને કોયલ, મધુરા ગીતને ગાતાં,
કળીઓ ચૂમતાં ખંતે, ભ્રમરના વૃંદ ભટકાતાં.
મધુર સુગંધ મકરંદનો, રૂચી કર લાગે નાગાઓ,
શિતળ વાયુ તણી લ્હેરો, શીકર અંતર તણી હાલે.
ફૂવારા ઉડતા પ્યારા, મનોહારી સલિલ કેરા,
વળી બહુ મ્હેંકતા પુષ્પો, હરે છે દીલ અલી કેરા.

નઝીરૂન્નિસા—જુઓ પેલી કેતકી કેવી પરિમલ પ્રસારી રહી છે?
નિરંજન—હા. તેની સાથે આ ગુલચંબેલી કેવી ઝુકી રહી છે?
ચંપાની રસીલી પાંખડીઓ પણ શી વિલસી રહી છે?
નઝીરૂન્નિસા—પરંતુ એ અલિ વિના અધિરી બની રહી છે.

કળીએ ખીલતી મોહક, મધુ સુવાસ આપે છે.
અધીરી એ બની હૈયે, સ્વયં સૌન્દર્ય આપે છે.

નિરંજન—તે દોષ એના ભાવીનો છે.

સબળ ભાવી રહ્યું જોવું, નહિ રૂપ રંગ જોવાનું,
બની છે ભાગ્યવશ બાજી, રહ્યું ભાવિથી રોવાનું.
બજાર સૌંદર્યનું દીઠું, સૌંદર્યે સાપ વસવાના,
પડી સૌંદર્યની જાળે, અવધે હાથ ઘસવાના.

નિરંજન—સત્ય છે.
નઝીરૂન્નિસા—વારૂ નિરંજન એ પરભોગી ચંપક કળિકા સમાન અન્ય કોઈ જીવન હશે ખરૂ કે?
નિરંજન—હા. કેમ નહિ.
નઝીરૂન્નિસા—તો કહો જીવન? પરોપકારી જીવનો કેવા પ્રકારના હોઈ શકે?
નિરંજન—જુઓ સાંભળો.

( ગાયન )

પરોપકારી જીવન છે જગતમાં નવરંગ,
ચઢેના દુર્જન હૃદયે એ રસ રંગ...........
એક આ પુષ્પ કરી પરોપકાર, હરે દુરીજન દુર્ગંધ સાર.
દીયે ગૌરી પયપાન, તે, કરતાં જીવન આનંદ—પરોપકારી.
વૃક્ષે છાંયા મળે, સંત સમાગમે મોક્ષ ભળે;
આમ્ર વૃક્ષે અમૃત ફળે દીઠે થાય પરમાનંદ— પરોપકારી.
મૃગલાં મરી કસ્તુર દઇ, માનવ જીવન સાર કરે.
સુખડ બળતાં પોતે દીયે સુગંધ મંદ— પરોપકારી.
કાષ્ટ પણ અંગાર દઇ, નિજ જીવનને ધન્ય ગણે,
ધરે ના! એ, રીતે શું માનવ જીવન પરોપકાર સુપંથ—પરોપકાર.

નઝીરૂન્નિસા—ખરેખર પરોપકારી જીવનો એવાજ હોવા જોઇએ. પરંતુ નિરંજન તમારા પર કોઇએ ઉપકાર કર્યો હોય તો તમે તેને તેના બદલામાં શું આપો વારૂ?

નિરંજન—પરોપકારી મનુષ્યો સ્વપ્ને પણ બદલાની આશા રાખે એ અસંભવીત છે.

નઝીરૂન્નિસા—ધારો કે કદાચીત તે બદલો લેવાની આશા રાખતા હોય તો પછી તેને તમે શું કાંઇ આપી શકો કે?

નિરંજન—હા. મારી પાસે જે કાંઇ હાજર હોય તો તે આપવામાં હું બીલકુલ પણ સંકોચ પામું એમ મ્હારૂં હૃદય મ્હને કહેતું નથી.

નઝીરૂન્નિસા—નિરંજન તમે જાણો છો કે મ્હેં તમારી સેવા શુશ્રુષા એક સેવીકાની માફક ઉઠાવી છે. અને હું તેના બદલામાં તમારી પાસે કાંઇક માગું તો તમે તે મને આપી શકશો કે?

નિરંજન—હા. કેમ નહિ. ત્હમારે માટે આ મ્હારો જાન પણ કુરબાન છે. ત્હમારા ઉપકારનો બદલો હું પામર તે શી રીતે વાળી શકીશ? (અહિંયા કંઇ સ્મૃતિ થતાં)

ગણાતી સુવર્ણની લંકા, અલબેલી હિંદ એ દેવી;
બની છે દુઃખમય લંકા, અરે ઓ! વિશ્વની દેવી.

પાહિમામ, પાહિમામ. તેજ, તેજ જુલમી યવનોએ ભારતમાતાના રક્તને ચુસી લીધું છે.

નઝીરૂન્નિસા—શું? કોણ?

નિરંજન—દુષ્ટ યવનોએ.

નઝીરૂન્નિસા—શું સર્વ યવનો દુષ્ટ હોય છે?

નિરંજન—હા. જો વિશ્વ, જીવન રક્ષક હોય, તોજ યવનો સારા હોય.

નઝીરૂન્નિસા—તમે ભુલો છો. મારા ધારવા પ્રમાણે બધા યવનો તેવા નહિજ હોય!

નિરંજન—બસ કર. સુંદરી ત્હારા ઉપકારના ભારથી હું દબાએલ છું. નહિ તો યવનોના પક્ષકારોનો હું પ્રાણહારક છું.

નઝીરૂન્નિસા—ધારો કે હુંજ યવન યુવતી હોઉં તો તમે શું મ્હને મારી નાંખશો?

નિરંજન—મ્હારૂં હૃદય કહેતું નથી કે તું યવન કન્યા હોય! અને કદાપિ તેમજ હોય તો પણ શું? ત્હારી વિરૂદ્ધ મ્હારાથી કાંઇ પણ બની શકે એમ છેજ નહિ.

નઝીરૂન્નિસા—શું સત્યજ કહો છો?

નિરંજન—હા. પ્રતિજ્ઞા પૂર્વક.

નઝીરૂન્નિસા—જો જો હં...પ્રતિજ્ઞા ભંગ થાય નહિ?

નિરંજન—પણ તું કહેવા શું માગે છે ?

નજીરૂન્નિસા—કહેવા માગું છું ? ઉપકારનો બદલો લેવા ચાહું છું.

નિરંજન—બદલા તરીકે શું માગીશ ?

નજીરૂન્નિસા—કંઇક નજીવુ.

નિરંજન—પણ હાલ હું કંગાલ છું, ત્હારો આશ્રિત છું.

નજીરૂન્નિસા—તોયે શું ? મ્હારે જે માગવાનું છે. તે તમારી પાસે છેજ.

નિરંજન—મ્હારી પાસે તો માત્ર આ ઉપવિતજ છે.

નજીરૂન્નિસા—હું કાંઇ એવી ઘેલી નથી કે તમારી પાસેથી એજ
માગી લઉં.

નિરંજન—ત્યારે બીજું મારી પાસે શું છે ?

નજીરૂન્નિસા—તમારૂં મન.

નિરંજન—એનાથી તારે શું છે કામ ?

નજીરૂન્નિસા—મ્હારા દિલનો એજ છે વિશ્રામ.

નિરંજન—કેવી નાદાન બાળા બરોબર તું ભોળી તે ભોળીજ છે.

નજીરૂન્નિસા—ભલે એમ. પરંતુ મારી ઇચ્છા પૂર્ણ કરશો કે નહિ ?
તેતો કહો ?

નિરંજન—પણ જાણ્યા સિવાય કેવી રીતે પૂર્ણ કરૂં ?

નજીરૂન્નિસા—ત્યારે આપ આ દો.

નિરંજન—શું આપું ?

નજીરૂન્નિસા—વચન.

નિરંજન—મ્હેં આપ્યું.

નજીરૂન્નિસા—શું આપ્યું ? લાવો જોઇએ. (એમ કહી હાથ ધરે છે)

નિરંજન—લે આ વચન (વચન આપે છે.)

નજીરૂન્નિસા—બસ આપ્યું ?

નિરંજન—ખચીત.

નજીરૂન્નિસા—જોજો વચન આપી ફરી જતા નહિ ? આપેલું વચન
પાળજો.

નિરંજન—જરૂર પાળીશ. તું ત્હારી ઇચ્છા પૂર્ણ કર.

નજીરૂન્નિસા—માંગીશ હોં. વિચાર કરવો હોય તો કરી લેજો.
પાછળથી પસ્તાવું પડશે ?

નિરંજન—ભલે ભલે. તું ત્હારી આશા વ્યકત કર.

નજીરૂન્નિસા—કહું છું ત્યારે ?

નિરંજન—સુખે.

નજીરૂન્નિસા—જુઓ.

દઇને પ્રેમની ભિક્ષા, હૃદય દેવી બનાવોને;
અર્પી સંસારની દિક્ષા, પ્રીતિ ભૂષણુ સજાવોને.
ઉછળતી ઉરની ઉર્મી. નિરંજન ! નાથ કહેવાને;
તલસતા ઓષ્ટના છિદ્રો, સુધારસ પાન લેવાને.
રહી નિજ નાથની સંગે, સદા સુખ દુઃખ સ્હેવાને;
ચ્હાહે છે ચિત્તથી ચપળા, પિયુ તમ પાસ રહેવાને.

નિરંજન—અરે તું આ શું વદે છે ?

નિરંજન—અન્યો ધનહીન વૈરાગી, નથી મુજ પાસમાં કોડી;
તજી કુબેરનો ભંડાર. આવે શું મુજ પાસમાં દોડી.
શ્રીમંતી સાહ્યબી ત્હારી, કરે શી વાત આ ઘેલી;
તજી દે દાસને ત્હારા, નવલ એ નાદને મ્હેલી.

નજીરૂન્નિસા—વરયું છે દીલ તમ પાસે, નથી કંઇ લક્ષ્મીની પરવા;
તજી વિલાસની આશા, ગણીશ સુખ દુઃખને સરખા.
નથી જગમાંહિ કોઇએ, ઇજારો પ્રેમનો લીધો;
સઘળી વૈભવવિષે મૂકી. પ્યાલો મ્હેં પ્રેમનો પીધો.
તજી મ્હેલ મેડીની પરવા, જીગર પર લાત મારી છે;
કહી દો સુખથી પ્યારા, પ્રિયા તું સાચુ મ્હારી છે.

બસ મ્હારી એજ અભિલાષા છે. તે પૂર્ણ કરો. તમારા વચનનું સાર્થક કરો ?

નિરંજન—કર્મ તણી ગતિ ન્હારી, મતિથી જો વિચારી લે;
થઇશ ના સુખી સ્વપ્ને તું ભવિષ્ય તુજ વિચારી લે.

નજીરૂન્નિસા—ભલે મેં સર્વ વિચાર્યું છે. પરંતુ.
હૃદય મંદિરમાં સ્થાપી, પ્રણ્યા તમ પ્રતિમાને;
ધરાવી પ્રણયના પકવાન, રિઝાવું પ્રેમના પાને,
ચહું છું ચિત્તથી નિત્યે, નિરંજન નાથ કહેવાને,
ઉભી છું કરજોડી, પ્રભુ પ્રસાદ લેવાને.

કહો કહો પ્રાણેશ એકવાર કહો કે તું મ્હારી છે ને હું ત્હારો છું. પ્રાણવલ્લભ ત્હમારી ચરણ સેવામાંજ મ્હારી જીંદગીનું સાર્થક છે. બોલો બોલો વ્હાલા કે તમે મ્હારો સ્વીકાર કરી ચૂક્યા છો. મ્હારા પ્રેમ માર્ગના પ્રવાસી થઇ ચુક્યા છો, મ્હારા યૌવનના વિલાસી બની ચુક્યા છો.

નિરંજન—પ્રિય મુગ્ધે હું ત્હારાથી હાર્યો, ત્હારો પ્રેમ મેં સ્વીકાર્યો.

કર્યો છે મ્હાત માનુંની, બનાવી પ્રેમમાં ઘેલો;
લગાવી કાતીલ ઉરે તીરો કરી જખ્મો કીધો ઢીલો.
ભરી તુજ સ્નેહની કુંડી, હૃદય-દેવી કરી સ્થાપું;
બની કર સુમનની માળા, જપમાળ તુજ નામની જાપું.

નઝીરુન્નિસા—હાશ... આજ મારા આ જન્મની સાર્થકતા થઇ.

( ગાયન )

આજ મ્હારે ઘેર વર્ષો મોતીડાના વર્ષાદ,
મલ્યા મ્હારા મન માન્યા શીરતાજ.
ધન્યભાગ્ય આજ મારૂં જીવન છે,
પ્રાણજીવન પ્રાણ સાચું જ ધન છે.
હૃદય વસજો મમ અંતરના અધિરાજ... મલ્યા મારા૦
પ્રિતિના પારસમણી છો, પ્રિતમ પ્રિતીની જ્યોત,
ચંદ્ર મમ હૃદયના પ્રકાશી, હું છું ક્ષુદ્ર ખદ્યોત.
નિભાવજો નાથ દાસીની લાજ... મલ્યા૦

દાયા—(પ્રવેશ કરી) નઝીરૂન્ન, નઝીરૂન્ન તારા આચા જાન કયારના આવી ત્હારા મહાલયમાં ત્હારી વાટ જોઇ રહ્યા છે. અને તું તો અહિંયા અયશ આરામમાં મસ્ગુલ બની છે.

નિરંજન—શું આ યુવતિ યવન કન્યા છે ?

દાયા—જી હા. નવાબની ભત્રિજી છે.

નિરંજન—હાય... અફશોષ. (મુર્છા આવે છે)

ટેબ્લો.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—સાધારણ મકાનનો પડદો.

**પાત્રો**—ચંદ્રમણી, ડોસી, રમાનંદ મદનાનંદ.

( ચંદ્રમણીનો પ્રવેશ. )

( ગાયન )

પપૈયા પિયુ પિયુના પોકાર, હું છું જોબન ઘેલી નાર —પપૈયા.
ત્હારા મીઠા ટહુકાર, મારે મુંગો મુંગો માર,
કામજ્વાળે હું બળતી પારાવાર—પપૈયા.
રસિયા વિનાની રસાળી, છું ન્હાનકડા નાથની ઘરવાળી,
રહી છું દીલ બાળી સહેતી મદન માર—પપૈયા.

ચંદ્રમણી—પપૈયા, પપૈયા તું ત્હારી મધુર વાણીથી વસંતની વધાઇ આપી મ્હારા હૃદયને આઘાત નહિ કર. અરેરે હું યૌવનના ઉદ્યાનમાં ખીલતી ચંપક કળિકા સમાન અલિવર વિનાનીના કલુષિત હૃદયને નહિ સંતાપ. અરેરે મારા જેવી હતભાગીની કઇ મુગ્ધા હશે ? મ્હારા બાબાપે વરનું વય ન જોતાં કુળ મર્યાદાના સો હાથના ઉંડા કુવામાં મ્હારો આખો ભવ ફેંકી દીધો છે. મ્હારા સુખને તિલાંજલી આપી જીંદગીની બરબાદી કીધી છે. મ્હારા જેવી દુર્ભાગી સ્ત્રીના જીવનને ધિક્કાર છે.

( ડોશી–આગમન. )

ડોશી—( લાકડી ઠોકતી પ્રવેશ કરે છે ) દિ...ક...રા...ચં...દ્ર... મ...ણી...શું...કરે છે.

ચંદ્રમણી—( સ્વગત ) આ આવ્યું શૂળીનું સાલ. રાંડ સો વરસની ટપરી મારો જીવ લેવા રહી છે. કોઇ ઘરમાં આવ્યું હોય તો કહે છે કે કોણ ઘરમાં આવ્યું છે, ને શું છે. રાંડ વાટને ઘાટે નડતી ને નડતી. મુઇ મરતી પણ નથી. જાણે કાળની કાગડી બનીને આવી છે કે શું ? એનું મોત સો હાથ છેટે ને છેટેજ રહે છે. આ એકસોને પાંચ વરસ તો થઇ ચુક્યા હવે તો મરે તો સારૂ કે એક બાજુથી ઉપા હોળીનો આરો આવે.

ડોસી—દી...ક...રા રસોઇ થઈ ગઈ છે કે ! મને ભુખ બહુ લાગી છે.

ચંદ્રમણી—હા. બા. બધી રસોઇ તૈયાર છે, માત્ર તમારા ચિરંજીવીને આવતાંજ વાર છે.

ડોસી—બહુ સારૂ દીકરા. જરા પાણી લાવો મ્હને તરસ બહુ લાગી છે.

ચંદ્રમણી—હા. લાવી આપું છું. ( પાણી લેવા જાય છે )

ડોસી—વહુ બહુ ડાહી છે. પણ સાસુનો ધાક બેસાડવા માટે તેને ઠપકો તો આપવોજ જોઇએ. નહિ તો વહુ વંકી જાય. તેમાં મ્હારો રમાનંદ નાનો. પછી તો પુછવુંજ શું ? મ્હારા ધાકથી તો વહુ પાંસરી રહી છે, નહિ તો ક્યારનીએ વંકી જાત. એ તો **“ સાસુનો રૂવાબ જીભમાંજ હોય. ”**

ચંદ્રમણી—( પાણીનો કળશીયો લઇ આવે છે. )

ડોસી—લાવો દીકરા. ( પાણી પીતાં પીતાં ) રાંડ શંખણી ચુડેલ આ પાણી ક્યાંથી લાવી ? શું તારે મને કંઇ મારી નાંખવાનો વિચાર છે કે શું ? તારી આંખે સુઝતું નથી ? શું હું ઘરડ થઇ એટલે મારાથી કંઇ બની શકતું નથી તેથી તું આવું

કરે છે કે ? રાંડ કર્કશા ! ઘરમાં ગોળી ભળી ગઈ છે. કુલટા. પરેસાન.

ચંદ્રમણી—સાસુજી જરા માનમાં રહેજો. મને બહુ કકળાવશો નહિ. નહિ તો જોવા જેવું થશે. પાણી ગોળીમાંથી લાવી છું. છતાં ગ્રિષ્મ ઋતુના દિવસોમાં થડુ પાણી કયાંથી થાય ? હજુ ગોળી ભાજ્યાને અર્ધો કલાક પણ પુરો થયો નથી. જરા વિચારીને તો બોલો છેક અકકલ બહેર મારી ગઈ છે કે શું !

ડોસી—જો અકક્લ મારી જવાવાળી ! રાંડ ચોરી પર સરજોરી કરે છે. ( હાથ લાંબા કરીને )

ચંદ્રમણી—સાસુજી જરા સખના રહો.

ડોસી—એટલે એટલે શું હું જુઠી ? રાંડ ચુડેલ જરા તો સાચું બોલ. ચાલ નિકળ અહિંથી. ( એમ કહી ઉભી થાય છે )

ચંદ્રમણી—નથી નીકળતા.

ડોસી—નથી નિકળતી જોઈ છે આ લાકડી ? એક ઝપાટો મારીશ તો હમણા બન્ને બેવડ વાળી નાંખીશ ! (સ્વગત) જો તો સાસુનો સ્વાબ જીભમાંજ હોય.

ચંદ્રમણી—તમારી લાકડી તમારી પાસેજ રહેવા દેજો. મને મારવા જતાં કાંઈ ગબડી બબડી પડશો. તો મ્હને મહેનતે ભારે પડતાં ! વળી વૈદ ડાકતરના ઓસડીયાં ઘોળવાં પડશે.

ડોસી—એમકે ? હું તને ભારે પડું છું કેમ ? તને મારૂંજ સાલ છે. જો હું ન હોઉં તો તારે ખાસી મઝેથી તાગડ ધિન્ના કરવાનું થાય. તું બહુજ ચઢી ગઈ છે. પણ આવવા દે મારા રમાનંદને પછી તારી વાત ? આજે તને ઘરનાંથી કઢાવું ત્યારેજ હું ખરી. હજુ તો હું બેઠી છું ને તું આટલું બધું વિતાડે છે, તો હું મરી જાઉં ત્યારે મારા છોકરાને શું એ ના કરે. ( રમાનંદ બારણું ઠોકે છે )

રમાનંદ—(નેપથ્ય) માજી ? ઓ માજી ? બારણા ઉઘાડજો ?

ડોશી—કોણ રમાનંદ કે ? (બારણા ઉઘાડે છે. રમાનંદ ને મદનાનંદ પ્રવેશ કરે છે. )

રમાનંદ—હા. (સ્વગત) આજે તો માજીએ બરાબર ચંડિકા સ્વરૂપ ધારણ કરેલું દેખાય છે.

મદનાનંદજી—(સ્વગત) આજ કલ સ્વાબિજીકા સિતારા જોર હે (આસન) ક્યું રમાનંદ યહ ઘર તુમેરા ?

રમાનંદ—(હાથ જોડી) હા મહારાજ.

મદનાનંદજી—(ડોસી તરફ આંગળી કરી) એ તુમેરી ડોસી હૈ ?

રમાનંદ—જી હા. એ ગંગાસ્વરૂપ.

મદનાનંદજી—અચ્છા જબ તો મેં જાતા હું ?

રમાનંદ—ભલે સિધાવો.

મદનાનંદજી—(ખુણામાં સંતાઇ ઉભો રહે છે) અચ્છા અબ દેખતા હું કે ક્યા હોતા હૈ ?

રમાનંદ—કેમ માજી આજે શું થયું છે કે આ કજીયાઓ સુદ્ધાં આમ પડ્યો છે ?

ડોસી—એ આ શંખણીનાજ પ્રતાપ તો.

મદનાનંદજી—( વચમાં બોલી ઉઠી ) અરરર તોબાહ ક્યસા ગજબ. અપસી સુંદર પરિ જયસી નાજનીનકો શંખણી કહતી હૈ ? ક્યસી બે મુરવત ?

ડોસી—જરા કાંઇ કહેવાય નહિ. જાણે "નવલશાનુ હીરજીની દીકરી!" જરા કહીયે કે "સોઓ ચડે ન સાડે ઉતરે." બાપુ આ ઘરમાં રહેવાનું. "મ્હોંમાં કોળીઓ ને માથામાં ટપલો."

રમાનંદ—પણ માજી એ છે શું ? આમ આટલા બધા આકળા શા માટે થાવ છો? જરા ધીરા તો પડો. કહો તો ખરા કે એ શું બાબત છે ?

ડોસી—બાપુ એ કહેવાનું ને કરવાનું. જરા પાણી માગ્યું એટલે એને વાંધં થઇ. ને ન છુટકે પાણી લાવી આપ્યું તે પણ બાળું કચરાવાળું ને ગરમ આ ઉનાળાના દિવસમાં મારા જેવીથી એવું પાણી કેમ કરી પીવાય ? બાઇ આજતે ખુલાસો આમ છે.

ચંદ્રમણી—જુઓ સાસુજી તમે છેક એમ જુઠું બોલતા નહિ. મેં ગોળીમાંથી પાણી લાવી આપ્યું છે. છતાં તમને ખાત્રી નહિ થતી હોય તો જઇને જુઓ કે ગોળી ગાળી છે કે નહિ ?

ડોસી—જા બાઇ તું તારે જઇને જો મારે તો જોતું એ નથી ને રોતું એ નથી. એ રાંડ પકડી પરેસાન છે એને તે ક્યાં ક્યાં પહોંચું ?

રમાનંદ—(ચંદ્રમણી પ્રતે) પ્રિયા ડોશીને શા માટે સતાવો છો ? હવે પછી એવી ભૂલ ન કરવાની પ્રતિજ્ઞા કરો.

ચંદ્રમણી—તમો મને ઠપકો દ્યો છો તે વિચારીને દ્યો. મ્હારી કંઇ ભુલ નથી છતાં ડોસી લડવા માટે એવાં એવાં બ્હાના શોધે છે. નહિ વાંકનો વાંક કાઢવાની આદત છે. (આંસુ લુછતી લુછતી) બળ્યું હવે મ્હારે તે શું કરવું? આતો ધોબીનો કુતરો નહિ ઘરનો ને નહિ ઘાટનો. "જ્યાંથી વ્હાર ત્યાંથી એ ધાડ" બળ્યો આ અવતાર.

ડોસી—કે......વી......કે......વી પકડી પરેસાન ફિસાદો કરે છે?

રમાનંદ—(ચંદ્રમણી પ્રત્યે) પ્રિયતમે ખોટું ન લગાડશો. એ ડોસીને આપણે શું કરવું? કહેવત છે કે...સાઠીએ બુદ્ધિ નાઠી. એટલે હવે તો જેમ કહે તેમ કરવામાં જ ફાયદો છે.

ચંદ્રમણી—બહુ સારૂ પ્રણવલ્લભ હવે જમવા ચાલો. રસોઇ ક્યારની ઠંડી થાય છે?

રમાનંદ—(ડોસી પ્રત્યે) માજી હવે મેં ત્હમારી સામે બોલવા માટે સખત ઠપકો દીધો છે. માટે ભવિષ્યમાં પણ ત્હમારી સામે બોલવા પામશે નહિ? હવે ચાલો આપણે જમવા બેસીએ. માજી ચાલો ચાલો ગઇ ગુજરી વાતને વિસારી દ્યો.

ડોસી—તું કહે છે પણ તે ગુમાનની ભરેલી ગધાડી કહે છે કે ચાલો?

રમાનંદ—(ચંદ્રમણી પ્રત્યે) પ્રાણેશ્વરી તમેજ ડોસીને મનાવો ત્યારેજ આ કજીઆનું મોઢું કાળું થશે.

ચંદ્રમણી—ભલે વડિલોની ગાળ તે ઘીની નાળ સમાનજ ગણાય છે. (ડોસી પાસે જઇ) સાસુજી જમવા ચાલો હવેથી હું આપની સામે બોલીશ નહિ. મ્હારી જે ભુલ થઇ હોય તે ભુલની મને માફી આપો. (ડોસી ડોકુ ધુંધુવાવ્યા કરે છે) ઉઠો ઉઠો સાસુજી મ્હારા સમ.

ડોશી—હાશ. હવે કેવી ઠેકાણે આવી. મારા દિકરા રમાનંદનું મોઢું જોતાંજ એના રામ રમી જાય છે. વાહ મારા દીકરા વાહ. એ તો સાસુનો રવાબ જીભમાંજ હોય. (સર્વે જાય છે.)

મદનાનંદજી—અરરરર. યહ કયસા ગજબ રામજીકી કયસી લીલા. બડી ઓરત ઓર છોટાસા લડકા જયસા શોહર. કયસી કુમલી કુમલી નાજનીન કયસી છોટી છોટી છટીયાં દેખકર મેરા જી ઉથલ પાથલ, ઉથલ પાથલ હોતા હૈ. મગર એ સસુરના બુઢીયાં બ્હોત પકડી હય. દેખતે હય કે કયા હોતા હૈ? એ સ્વામીજીકા સિતારા કયસા ચમકતા હય. રમાનંદ જાનાકો

જાયેંગે ફીર અપન ફ્રુગી ફ્રુગી ઇધર આયેંગે, એ બુઢીયાકુ સમજાયેંગે, નૈનોંકા બાન ચલાયેંગે, ઔર નાજનીંકા ઉઠા કર છ પાંચ અગીયારે ગીનેંગે. (બધાને આવતા જોઇ) શૃંગારરસમેં જયસી કહી જાતી હય વયસી હી સુંદર પરી હય.

લગાકે ગંધોકો, નવ યુવતિ જો વેષ ધરતી;
વિચિત્રા ત્વાનંગી, મદનવશ હય ચિત્ત કરતી.
અહા ? અયસી પ્યારી, ભુજ ન ભરી જીનભેટી નહિ,
સુખી હો કે પ્રાણી, રમણુ શકતા હય કર કહિં.
લલાઇ પાનોકી, નવ કુસુમમાળો તન બસી;
સુગંધોસે પ્યારી, અત્તરરસ સારી યદી વસી.
નહિ જીસ્ને ઉસ્કો, કુચ કલશકો મર્દન કીયા;
વૃથા જીવો પ્રાણી, અહહ જગમેં ક્યોં કર જીયા.

આજકલ સ્વામિજીકા સિતારા ઓર હૈ. કયું ભાઇ સીતારા ઓર હૈ.

ડોસી:—ભાઇ ? દિકરા ? રમાનંદ. તું જાત્રાએ જવાનું કહે છે. પણ તેં મ્હારો વિચાર કર્યો છે કે ? આ ત્હારી રાંડ મને ખાઇ જશે, અને દુઃખ દઇને મારી નાંખશે, એ પિશાચીની મને વાટેને ઘાટે નડશે. ‘તેની કેમ બાબત છે ?’

ચંદ્રમણિ—સાસુબા, તમે હરઘડીએ ટોણો શું મારતા હશો ? મારો એક વખત સહજ વાંક પડયો તેટલામાં હું તમારે મન તદ્દન નકામીજ થઇ ગઇ ? ત્હમારી સેવા હું મ્હારી જનેતાની પેઠે કરૂં છું છતાં આપ મને નિંદો છો ?

ડોસી—અરે ભાઇ રમાનંદ એ તો મીઠું મીઠું બોલી છુપો ઘા કરશે. જોજે હોં ! એ રાંડ બહુ પહોંચેલી છે. તારે જવું હોય તો જા. પણ એ ચુડેલને કહેજે કે મને કનડે નહિ ?

રમાનંદ—બહુ સારૂ માતાજી. (ચંદ્રમણિ પ્રત્યે) પ્રિયંવદા. જો જો. મારી ગેરહાજરીમાં માતુશ્રીને કોઇપણ વાતે દુભવશો નહિ ? તમે સુશીલ છો વધુ શું કહું ?

મળી સુશીલા નાર, સરળ તેની જીંદગાની,
મળી સુશીલા નાર, સંસાર મીઠો માની.

મળી સુશીલા નાર, સાબણી તેની સ્વર્ગ લજાવે.
મળી સુશીલા નાર, રંકને રાય બનાવે.
રાય રંકને બનાવે, કીર્તિધ્વજ જ્યાં ફરફરે,
અવલોકી સુખ જાણુ, નવનિધિઓ કરગરે.

ચંદ્રમણિ—વ્હાલા, વધુ પ્રશંસા કરવાની કાંઇ જરૂર નથી. દાસી પર દયા કરી વધુ પ્રસંશા કરવી છોડી ધો ?

રમાનંદ—પ્રિયા. હવે મને આજ્ઞા આપો. ઉષઃકાળ થઈ ચૂક્યો છે.

ચંદ્રમણિ—પ્રાણનાથ ભલે સિધાવો. આપના નિમિત્તકાર્યથી પરવારી શીઘ્ર પાછા વળી કિંકરના દર્શન આ દાસીને કરાવો, એવી મ્હારી ઇશ્વર પાસે અભ્યર્થના છે. જાઓ પ્રાણેશ સુખે સિધાવો. ઇશ્વર સર્વ સ્થળે આપને સ્હાય થાવ.

રમાનંદ—( ડોશીના ચરણમાં માથું મુકી ) માતુશ્રી આપને અભિવંદન કરી આજ્ઞા માગું છું ?

ડોસી—બેટા ચિરંજીવ થાવ. ભાઈ પાછો વહેલો વળજે હોં. ત્હારા વિના મને ઉંઘ પણ આવવાની નથી. શ્રી કૃષ્ણ પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો. ( કલ્યાણ કરી ડોસી જાય છે )

રમાનંદ—પ્રિય ? રજા.

ચંદ્રમણિ—પ્રાણેશ પ્રણામ.

( ગાયન )

વ્હાલમજી વ્હેલા આવજો, દીન દાસીને સંભારજો...વ્હાલ.
અનુપમ શોભા આપ વડે છે, આપ અમારા પ્રાણ...
ચંદ્રમણિના નેત્રમણી પિયુ, નવલા ચતુરસુજાણ...
સદા સંભારજો...પ્રભુ આવજો. મનગમતા લાડ લડાવજો...વ્હેલા.
મેઘ વિના જેમ ચાતકી ઝુરે, આપ વિના હું તેમ...
આજ્ઞાંકિત આ દાસી ઉપર સદા રાખજો રેમ

ડોસી—દીકરા કરજે કુશળક્ષેમ.

હાં પધારજો—સંભારજો...વ્હાલમજી.

રમાનંદ—હોશીયાર ?

ચંદ્રમણી—ઇશ્વર રક્ષણકાર. (બંન્ને જાય છે) ( જવનિકા ઉપડે છે )

પ્રવેશ ૫ મો સમાપ્ત.

## પ્રવેશ ૬ ટ્ઠો.

### સ્થળ—મહેલનો દેખાવ.

પાત્રો—નિરંજન, નજીરૂન્નિસા, સુલેયમાન, આયા, નિરંજન હાથ પછાડતો પ્રવેશ કરે છે.

નિરંજન— (ગાયન)

પળ પળ પલટાય, ગતિ ભાવિનિ,
શશીસમ રંગાય, મતિ ભાવિનિ.
શશી, રવી, સિંધુ સરિતા, મંગળ, ગુરૂ, રહે આધિન ભાવિના.
એક સમાન દિપાતિ દિસતિ, ગતિ ભાવિનિ,
દેવ દાનવને માનવ માયાવી, જોષી પંડિત નજુમી પુરાણી.
ન સમજે કૃતિ, ગતિ, રતિ ભાવિનિ...પળ.

બસ ! થઇ રહ્યું, પાપીના પાસા પોબાર, અડગ શ્રદ્ધા પર ક્રુતિનો માર.

થયું જીવન ભ્રષ્ટ તો પછી જીવવું શું ?
ગયું અંગ વસન છેદાઇ, પછી તેને શીવવું શું ?
ગયો ધર્મ મનુષ્યોનો, છતાં પ્રાણ રહ્યો તો શું ?
કથાઇ બેઇમાન નાદાન, પછી તે જીવશે તો શું ?
ફસાવી કપટની જાળે, તજાવ્યો ધર્મ દુષ્ટોએ,
કર્યો વિધ્વંશ ધર્મનો, અરેરે ધર્મ દુષ્ટોએ.
લુંટાઇ જીવનની લક્ષ્મી, ધર્મહિણ ડાકુના હાથે,
તજી ગઇ હ્રુદયની શાંતિ, પ્રિયા પ્રાણ લક્ષ્મિની સાથે.
ઉખાડી અંગની ત્વચા, હર્યાં ના નેત્રો આશાને.
ઉજાણી આપી વનચરને, ચુંથાવી કાં નહિ લાશ વેરાને.
સજીવ રાખીને જીવન મુજ, પ્રજાળી ખાખ કીધું છે,
હરી મમ ધર્મ પિયુષને, હળાહળ પ્યાલું દીધું છે.

અફસોસ શું હું અશ્રદ્ધાવાન હતો ? શું હુ એક પેલી સૌંદર્યવતી સુંદરીને ચ્હાતો હતો ? ના ના કિંચિત માત્ર પણ નહિ ( કંઇ વિચાર કરી ) હવે તો જે થયું તે થયું. બસ તેજ તેજ. હૃદય રમણીએ મ્હારા હૃદયમાં નિવાસ કર્યો છે. હા હા. તેની સૌંદર્યતાની તો અવધિજ.

કમાનો ભૃકુટી કેરી, મધુરાં કામણ કરનારી,
નયનસર નિશાનોથી, પ્રેમીના મન હરનારી.

કટી કેશરી સમ કોમળ, અંબુજ આમ્રની શાખા,
કદળી સ્થંભ છે જંઘા, મનોહર શુક નાસિકા.
અધર પરવાળ સમ શોભે, ગુલાબી ગાલ રઢીઆળા,
કરવલ્લીકા કોમળ અતિશે, દંત દાડીમની માળા,
હસતી ચંદ્રિકા મધુર વદની, શ્વેત રંગે રસીલી એ,
અલબેલી મનમોહિની પ્યારી, હૃદય મંદિર વસેલી છે.

બસ ચાલ ચાલ જીવ સત્વર ત્યાં ચાલ. પ્રિયાને મળી અધિર થયેલા હૃદયને શાંતિ મિલાવ.

મુંઝાતી રીબાતી હસે રંભા, સુંદર સ્નેહની ક્યારી,
મળું જઇ વેગથી ગુલસન, પ્રિયા પ્રાણને મારી.

( થોડેક જતાં ખંચાઇને ઉભો રહે છે ) હાય ? અફસોસ નિરંજન આ શું થાય છે. એક પરજાતિની પ્રમદાના માયાવી મોહમાં લપટાઇ પવનચક્રિની માફક શું ફરી જાય છે. ( જનોઇ પ્રતિ દૃષ્ટિ જતાં ) ચંડાલણી ત્હારા કૃત્યનું ફળ ભોગવવા તત્પર થા. હવે હું સમજ્યો છું, બરાબર સમજ્યો છું. ત્હારા જેવી પરિમળ વિનાની વસ્તુ કામની શી ? જા જા દૂર થા. મારી દૃષ્ટી સમીપથી દૂર થા જા જા ત્હારા જેવી ત્રણ તાંતણાની દોરડીનું મ્હારે કામ નથી મ્હારા હૃદયમાં ત્હારૂં નામ કે નિશાન નથી. ( જનોઇ ફેંકી દે છે )

થયો છું સનાતન ધર્મ ત્યાગી, હવે આ ધર્મ પ્યારો છે,
તજી પુરાણો અસગાબ, હવે આ વેશ પ્યારો છે.
રજ, તમ, સત્વની ધારક, ગુલામી ત્હારી વિસારી છે,
તજી ત્રિમૂર્તિની સેવા, મમતાઓ એ નિવારી છે.
દર્શન પ્રતિમાના ત્યાગી, પીર પયગંબર પોકારી શું,
વિસારી રામકૃષ્ણ નામો, અલ્લાહ અકબર ઉચ્ચારી શું.
ભુલી સીતા સમી ગીતા, કુરાને શરીફ શીખી શું,
વિવેક વ્યહવારને બદલે, ઇમામે આરામ લીખી શું.

( જનોઇ પ્રત્યે નજર સ્થિર રાખી વિચારમાં ) શિવ ! શિવ ! શિવ. કમબખ્ત નિરંજન આ શું કર્યું ? અરેરે ત્હારા તે વખતના વિચારો ક્યાં ગયા ? " ભલે ગુજરી સિતમ કરે આ કાયાનો ચુરો. " આવ આવ. દેવી ત્હારા આ પાપી પુત્રની સમીપમાં આવ. ત્હારી દયાની અમિ દૃષ્ટિથી આ પાપીના પાપનું પ્રાયશ્ચિત કરાવ. દેવી હું અને તું સાથેજ ગમન કરીએ.

( જનોઇનો ગાંસો નાંખે છે )

( ગાયન )

શરણાંગત પ્રતિપાળ, શાંબ–સદાશિવ
પાહિ મામ્‌:
ઢુંઢી ઢુંઢી શ્યામ, વિશ્વનાથ
શાંતિ ધામ પુરણ કામ.
ટાર, માર, તું જગદાધાર, નિવાર તાપ
ત્રિવિધ આવાર.
ત્રાતા છું શરણુતિહાર,
પાર ઉતાર મ્હારી જીવન–
નાવ……

આવું છું આવું છું અધમ હું શરણ ચરણમાં ત્હારી,
લ્યો ઉગારી ત્રિપુરારી હરી હરો મમ પાપ તાપ તમામ–શાંબ.

નજીરુન્નિસા—પ્રવેશ કરી ખંજરવતી જનોઇના ટુકડા કરી પ્રાણવલ્લભ આ શું ?

ફસાવી પ્રેમને ફંદે, છુપો આ ઘા કરો શાને,
દઇ વચનનો વિશ્વાસ, કરો છો ઘાત આ શાને.
કરી નીજ પ્રાણની હત્યા, ભરો છો પાપની પોથી,
પડીને પાપ પુંજોએ, જશો રસ્તો કયો શોધી ?
દિધેલ વચનનો વિશ્વાસ, સંભાળી પ્રાણ શું રાખો,
બનેલ દિલદાર દારાને, પ્રિયકર પ્રેમથી ઝાંખો.

બસ કે ? આટલોજ વિશ્વાસ ? નાથ, નાથ જ્ઞાની છતાં તમે જ્ઞાન શુન્ય કેમ બનો છો ? શરમ છે, શરમ છે. તમેજ મ્હને વચન આપી ચળીત થાવ છો. વિચાર કરો, આપના વચનો યાદ કરો. આ એક નિરાધાર અબળાના લટકતા આધાર પર ખ્યાલ કરો. તમારા ધર્મશાસ્ત્ર પણ પોકારી પોકારીને કહે છે કે જેનું વચન ગયું તેનું સર્વસ્વ ગયું.

વચન આપેલ દશરથે, કૈકેયી કેરે હાથ,
પ્રાણ જતાં પણ પાળતાં, સત્ય વચન ચિત્ત સાથ.
વચન આપ્યું હરિશ્ચંદ્રે, વિશ્વામિત્રને દાન,
પુત્ર, પ્યારી વેચતો, રાખવા રૂડી સાન.
ધન્ય અડગતા તેહની, ધન્ય તેહની માત,
સત્ય વચન જે પાળતા, ધન્ય ધન્ય તેની જાત.

નિરંજન—( ક્રોધથી ) બસ કર ? તે એકવચની હતા તો હું પણ એકજ વચની છું. તથાપિ ત્હારા કુકૃત્યથી ગમગીન છું.

મારી પ્રપંચની પાળી, કર્યો છે ઘાવ કુડો તેં,
વદીને મુખથી મીઠું, પ્યાલો વિષ પાયો તેં,
બતાવી પ્રેમ તેં ખોટો, ફસાવ્યો પાપીણી પાપે;
કહ્યું હૃદય કામિની કોમળ, ગરજ તે સાપની સારે.

નજીરૂન્નિસા—ગરજ તે સાપની આપે, વખતે શિર પણ આપે,
દેખાડે દ્વાર નર્કોના, યદિ જો કુદ્ધથી શ્રાપે.
બળે જે હૃદયે કારી આગ, નહિ તે તો સમાવાની,
બનીને નાગણી કાળી, જરૂર તે ડંશ દેવાની.
ચખાવે પ્રેમના પકવાન, લુંટાવે સ્નેહના મોતી,
કહી છે નાર દુનિઆમાં, સાચું પ્રેમનું મોતી.

નિરંજન—બન્યું જે કાચનું મોતી, ઝવેરી હાથ ના ધરશે,
બતાવે પ્રેમ તું ખોટો, નિરંજન પ્રેમ ના કરશે.
કરીને પાપનું પ્રાયશ્ચિત, હવે મુજને મરવા દે,
ઉછાળી ભભુકતો અગ્નિ, પ્રુજ પ્રેમને જળવા દે.

અરે ઓ પિશાચી કુલટા, કાળા કામ કરનારી કાળમુખી દૂર થા? હારૂં મુખ મને નહિ બતાવ.

નજીરૂન્નિસા—પ્રિયતમ પ્રાણેશ આવી ઘેલછા છોડી દો વિચાર કરો! ઉદ્ધતાઇનું ફળ સુખદાયક નથી. આ એક પ્રેમ ભિક્ષુકાની ક્ષુદ્ર યાચના સ્વીકારી લ્યો. ( કટાર કાઢી બતાવે છે ) જુઓ જુઓ આ શું દેખાય છે!

નિરંજન—એ તો કટારી છે, જેવી એ કટારી છે તેવી તું નારી છે.

નજીરૂન્નિસા—હમારી દ્રષ્ટિ દોષ વાળી છે. આ કટારી પ્રાણ હરનારી છે. તારણહારની રક્ષા કરનારી છે.

નિરંજન—અરે ઓ નારી તું તદ્દન અવિચારી છે, શત્રુનું કાળજું કંપાવનારી છે. બસ. લાવ. લાવ. તું એ કટારી આપી ઉપકારી થા.

નજીરૂન્નિસા—નહિ. નહિ. એ તમોને આપવામાં નહિ આવે. કારણ કે એ નારી છે, તો એને ધારનારી પણ નારી છે, તેના જીવનનેજ દિપાવનારી છે.

નિરંજન—હારી પાસે રહેવાથી એ કટારી કાળી પડી જશે?

નજીરૂન્નિસા—જો કાળી પડી જશે તો હું એને ઓપ ચઢાવીશ—મ્હારા રક્તનું પાન કરાવીશ.

નિરંજન—ત્યારે તું શું કરવા ચાહે છે?

નજીરૂનિસા—હું કાંઇજ કરવા મ્હાતી નથી પરંતુ એની ભાવનાઓ એજ દર્શાવે છે.

કરવા પાન રક્તનું, કિશોરી એ એકનું માંગે,
સુતા સખી નાથને સ્થાઇ, ધરશે ઇન્સાફને આગે.

નિરંજન—સમજ્યો, સમજ્યો. હવે બરાબર સમજ્યો.

કરીને આત્મહત્યા ભોળી, બને છે પાપની ભાગી,
મરવા દે તું અરે મુજને, કટારી દે હવે ત્યાગી.

નજીરૂન્નિસા—કટારી જો દઉં ત્યાગી, જનતી લાજશે મ્હારી,
બનીને સ્વાર્થની સંગી, દઉં ના ધર્મ વિસારી.

નિરંજન—કરે છે ખ્યાલ તું ખોટા, મિથ્યા મોહ મુક બાળી,
કરશે ગતિ હંસલીની શું, એક કાગડી કાળી ?

નજીરૂન્નિસા—દીસે છે કસ્તુરી કાળી જુઓ ગુણ તેહના સારા,
દીસે છે ડુંગળી સુંદર, મહીં દુર્ગંધની ધારા.

નિરંજન—આત્મહત્યા કરવા તૈયાર છે ?

નજીરૂન્નિસા—તૈયાર છે. હજારવાર તૈયાર છે.

નિરંજન—તો આ નિરંજન લાચાર છે. ત્યારે શું તું મને એ કટારી નહિ આપે ? દેવી દેવી હું ત્હારી પ્રાર્થના કરી કહુ છું કે તું એ કટારી મ્હને આપ. દયાની દેવી દયા કરી આ ભિક્ષુકની ભિક્ષા પૂર્ણ કર. (લેવા જાય છે)

નજીરૂન્નિસા—(ખસી જઇ) દૂર રહો દૂર. મને ભ્રષ્ટ કરશો નહિ ?

નિરંજન—શું હું અપવિત્ર છું ? નાપાક છું ?

નજીરૂન્નિસા—નાપાક. બેઇમાન (નિરંજન કાને હાથ દઇ)

નિરંજન—બેઈમાન ? બેઇમાનની સાબીતી ?

નજીરૂન્નિસા—વિશ્વાસઘાતી, વચન ભ્રષ્ટ.

નિરંજન—બસ ! હદ થઈ, હું હવે અહિંથી ચાલ્યો જાઉં છું.
(નજીરૂન્નિસા હાથ પકડે છે)

નજીરૂન્નિસા—જવાની વાત દો મેલી, હવે તે ક્યાં તમો જાશો ?
બંધાયા પ્રેમને બંધે છુટા તે શી રીતે થાશો.
કમાડો બંધ છે અંતરના, કદાપિ કેમ તે ખુલશે,
દિધેલી સ્નેહની સાંકળ, ખોલ્યા વિણ કેમ તે ખુલશે.

નિરંજન—શું કમાડ બંધ છે ?

નજીરૂન્નિસા—હાજી. બંધ છે.

નિરંજન—ત્હારી આંખો બંધ છે. ને દ્વાર ખુલ્લાં છે.

નઝીરૂન્નિસા—એ દ્વાર તુરંગના દેખાય છે.

નિરંજન—ભલે.

તુરંગના હોય. મને એ પ્રિય લાગે છે, છૂટ છૂટ હોયજ નહિ.

વસે જ્યાં ત્રિલોકની શાંતિ, લલીતા ત્યાં શીઘ્ર જાવા દે,
તજી આ જગતની પરવા, અલખ જ્યોતિ જગાવા દે.

નઝીરૂન્નિસા—એ વૃથા ભ્રાંતિ છે?

નિરંજન—ત્યારે તને શાથી શાંતિ છે?

નઝીરૂન્નિસા—શાંતિ ફક્ત એકજ વસ્તુથી.

પુરી પ્રેમને પીંજર, રાખવા સ્વામિને પાસે,
ભર્યું આ હ્રદય રત્નાકર, આપ વિણ શુષ્ક તે ભાસે.

નિરંજન—અરે એ કૃતિમ પ્રેમની મૂર્તિ, જવાદે પ્રેમને ત્હારા,
ભરેલા વિષના પ્યાલા, કદાપિ હોય કે સારા?

શું તું મને ખરા જીગરથી ચાહે છે?

નઝીરૂન્નિસા—હા. સતી ધર્મે પતી એકજ છે. સૂર્ય, ચંદ્ર, સાક્ષીએ ફક્ત હું ત્હમારીજ છું. મ્હારો અનુરાગ ત્હમારામાંજ સમાએલો છે. જુઓ.

ચકોરી પ્રાણ આપે છે, પ્રણયીના પ્રેમને માટે,
પતંગો જાન પણ દેછે, દીવા પર પ્રેમને માટે.

નિરંજન—શાબાશ!

ખરીદ્યું પ્રેમનું મોતી, સુભાગી સ્નેહના મુલે,
પ્રણયવશ પ્રાણ મા'રો આ પ્રણય સાગર વિષે ડુલે.

પ્રાણેશ્વરી આવ આવ આ અધિર હ્રદયને શાંતિ આપ આજથી હું ત્હારો ને તું મ્હારી છે?

ઉભયનું પરસ્પર હ્રદયાલિંગન (ચુંબન)

નઝીરૂન્નિસા—હાશ? આનંદ? જીવન સાફલ્ય?

આયા—(પ્રવેશ કરી) નઝીરૂન્ન બાદશાહ સલામતકી સ્વારી આ ચુકી હૈ.

સુલતાન—(પ્રવેશ કરી) કયું બેટી નઝીરૂન્ન?

નઝીરૂન્નિસા—ચચા જાન, આલીસાન ખુદા હાફીજ હો. મૈં આપકે કદમોમેં સર ઝુકાતી હું.

સુલયમાન—બેટા પરવરદિગાર તેરા ભલા કરે. અયસીમેં અલ્લાહ કે હજુરમેં શુક્ર ગુઝારતા હું (નિરંજન પ્રત્યે) ક્યું નિરંજન તબીયત કયસી હૈ?

નિરંજન—ખુદાવીંદ આપ નામદારકી રહમસે દર્દ ગઈ હો ગયા.

સુલયમાન—બ્હોત ખુબ નિરંજન મેં તુમ પર બ્હોત ખુશ હુવા હું મેરી બેટી નજીરૂન્નિ તુમ્હીં જીગરસે ચ્હાતી હય. ઇસ લીયે મયને તુમકો મેરે દામાદ બના ચુકા હું ઔર કલ તુમકો દીને મજહબમેં લીયે જાયગી. સાદીકી મુબારક બાદી દીયે જાયગી.

નિરંજન—જયસી નામવરકી ખ્વાહીશ.

સુલયમાન—બેટા નજીરૂન્ન કલકે બાસ્તે તમામ રીસાલા જમા કરનેકે લીયે વઝીર ફરીદશાહકો ફરમાન ભેજતા હું તુમ તુમારે રહો ખુશખુશાલ આમીન, આમીન, આમીન.

નજીરૂન્નિસા—આમીન, આમીન, ખુદા હાફીજ હો. (નિરંજન પ્રત્યે) કેમ પ્રભુ હવે તમારી આ લીલા સમાપ્ત કરશો કે?

નિરંજન—પ્રાણવલ્લભે! ખરેખર હું. ત્હારા વચનોથી મુગ્ધ થયો છું વિના મુલે વેચાઈ ગયો છું.

> કીસ્મતકી કમનસીબીકો, સર્યાદ ક્યા કરે,
> શિરપર ગીરા હય પહાડ, તો ફરીયાદ કયા કરે.

નજીરૂન્નિસા—વાહ વાહ મ્હારા યૌવનના વિલાસી પ્રેમના પ્રવાસી પધારો પ્રેમ મંદિરીએ પાતળીયા.

( ગાયન. )

ચાલો ચાલો રંગીલા રસીલા હો રાજ,
સલુણાજી સેવા સ્વીકારવા...
આજ મા'રે આંગણે સોનાના સુરજ...
મોતીડે વધાવું. હૈયે જડાવું.
પુષ્પો ચઢાવું, મ્હેક મ્હેકે મહારાજ...
સલુણા...
પચરંગી રંગોથી રંગ મહેલ રંગી,
હૈયા ઝુલાવશું હમેશાં ઉમંગી.
સુના મંદિરીયાં શોભાવવા...
હો રાજ...સલુણા...

નિરંજન— પ્રીતિ પ્રવાહો પરસ્પરે વહાવજો,
અમી નયનથી અમોને નીભાવજો.
હસી હસાવજો,
હૈયાં રીઝાવજો.
અમે રીસાઇએ તો તમે મનાવજો
નયનોના પલકારા ઠેકાણે લાવવા.
વાપતી શું હાજી, સમજ્યા મહારાજ...
સ્નેહીની સેવા સ્વીકારવા.

સીન ટ્રાન્સફર.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—દરબાર નાચરંગ.

પાત્રો—સુલયમાન, નિરંજન, દરબારી, વારાંગના વીગેરે.

સુલયમાન—નિરંજન આજસે તુમકો દશ હજાર સૈનીકોકી સરદારી દીયે જાતી હય ઔર એ શમશીર પોષાક નવાજીસ કરતા હું ઔર ઉમ્મીદ રખતા હું કે તુમ હમેરી તરફ હરદમ, વફાદારીસે રહો ઔર મેરી સારી સલ્તનતકો સમાલો ( ડ્રેસ તથા તલવાર આપે છે )

નિરંજન—( શર ઝુંકાકર ) પાદશાહ સલામતકા ફરમાન શીર પર ઉઠાતા હું. આલમે આલીશાન ઇસ વખ્ત મેં સોગંદ લેકર ઇકરાર કરતા હું કે આપકી દીએ હુઇ શમસીરસે સારી આલમમેં દીને મજહબકી ત્વારીખે ચલાકર હિંદુઓકી ત્વારીખકો નાબુદ કરકે સારે સારે રઝપુત બચ્ચેકો આપકી ખીદમતમેં હાજીર કરનેકી ખ્વાહીસ રખ્ખાતા હું.

દરબારીઓ—આમીન, આમીન, પરવરદિગાર એહી ખુશાલી મુબારક કરે. ( નાચરંગ )

ટેબ્લો.

પ્રવેશ ૭ મો સમાપ્ત.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—રસ્તાનો માર્ગ.

### પાત્ર—કરીમ, રહીમ, કાળો પ્હાડ, લશ્કરીઓ.

રહીમ—( દાખલ થતાં ) દુનિઆ સબી પાગલ હય. કયું દોસ્ત કરીમ દુનિઆ સબી પાગલ હય.

કરીમ—અજી મીયાં કયા કહા.

રહીમ—બીલ્કુલ પાગલ. તદ્દન પાગલ. અજી દીખા કલકા તમાસા ? કયા ગજબ ?

કરીમ—બડા ગજબ યાર બડા ગજબ. એક હિંદુ બમ્મન ખુબસુરત નાજનીકે લીએ ખુદ હિંદુ ધર્મ છોડકર મુસલમીન હો ગયા. કયસી ખુદાકી મહેરબાની ઓર અપનેહી હાથસે અપના ધર્મકા નખ્ખોદ નીકાલનેકે લીયે તૈયાર હુવા.

રહીમ—અજી તૈયાર ન હુવે તો કયા. અયસા કોન સુવરકા બચ્ચા હય, કે દીને ઇસ્લામકો ન માને બસ દુનિઆ સબી પાગલ હય.

કરીમ—જાને દોજી મીયાં એ તો બડા જીદ્દી થા મગર ઓરતને કુછ જાદુ કર દીયા જાદુ. યા ન પુછો બાત. નાજનીકે નખરે બી ઓર હય. જો કોઇ દેખને ન પાવે ઓર દેખે તો ફીર કયા બાત કહેના? જયસા નરમ નરમ પાની જયસા બન ગયા ?

રહીમ—અબે યાર મેરી સાથ સાદી કરતી તો મેં એક વખ્ત નહિ દો વખ્ત નહિ, લેકીન દશ વખ્ત મુસલમાન હોતા તો હિંદુ બનજાતા.

કરીમ—અજી બબરજી મીયાં કહીં ગીર જાવગે. કબી મુસલમાનકા હિંદુ હો શકતા હય ? જો વયસા હોતા તો મંય સાડી સત્તરા વખ્ત હિંદુ હો જાતા. લેકીન કયા કરે યાર એ તકદીર.

રહીમ—અહા. હા હા હા. બીલ્કુલ પાગલ. કયા મીયાં મુસલમાનકા હિંદુ નહિ હો સકતા ? આજકાલ બ્હોતશા હોનેકી ઇસ્તેહાર આતી હ”. આર્ય સમાજ મુસલમાનકો હિંદુ બનાતી હય; હિંદુ !

કરીમ—બનાઇ ઉસ્કી અયસી તયસી. કયા કુછ હિંદુ બનાકર કીસીકી સાથ ઉસ્કી બ્હન બેટી દીથી ?

રહીમ—ચુપ ચુપ મીયાં તુમનો ખુબ લડને લગે ? દેખો દેખો ઓ સામને એ નામદારકા રીસાલા આતા હે. ભાગ ભાગ ઓ મીયાં મર ગયે.

કરીમ—ક્યુંજી મીયાં દેખતે હી નાઠા છુટને લગા. ઇધર આ જાવોજી દેખીએ તો સહી એ ગધા પહેલવાન ક્યા કરતા હય ?
( નિરંજનનું લશ્કર કવાયત કરતું આવે છે )

( ઇંગ્લીશ કવાયત )

નિરંજન—મ્હારા બહાદુર સરદારો આપણે એક મહત્વનું કાર્ય કરવાનું છે. આખી આલમમાં આપણા ધર્મનો વિજયઝુંડો લઇ ફરવાનું છે. ચાલો તૈયાર થાવ. હિંદુઓના ધર્મ મંદિરને તોડી નાંખો. પ્રતિમાને પ્રચંડ પાવકમાં બાળી મુકો ? પુરાણોને પાણીમાં બોળો ? ધર્મગુરૂઓને ત્હમારી સમશેરોથી ઉડાવી દ્યો ? આપણા પાક ઇસ્લામ ધર્મને સ્વીકારનારને શરણે રાખો. ઇસ્લામ ધર્મનો ઝનુની ઝગડો ચાલુ કરો, સાધુડાઓની જટાઓ સળગાવી મુકો ? યારો યાદ રાખજો કે મ્હારા કરેલા હુકમના ફરમાનથી વિરૂધ્ધ ચાલનારને આ મ્હારી સમશેરના પ્રહારથી કત્લ કરી તેના માંસ રક્તને કાગડા કુતરાને નાંખીશ. બોલો અલ્લાહો અકબર. ફત્તેહ કરો ?

લશ્કર—આમીન, આમીન, આમીન, અલ્લાહો અકબર ફત્તેહ કરો.
(સર્વ જાય છે)

રહીમ—અરરર ? તોબા, તોબા. (ગાલમાં તમાચા મારી) સુબાન અલ્લાહ તોબાહ. ક્યસા નાલાયક બેઇમાન દુનિઆ સબી પાગલ હય,

કરીમ—ચલ યાર ચલ. દેખે તો સહી કે એ બડા પહેલવાન ક્યા કરતા હય ? જરા બીન પૈસેકા તમાસા દેખના ચાહીએ.

રહીમ—અજી દુનિઆ સબી પાગલ હય.

(ગાયન)

પાગલ પાગલ પાગલ દુનીઆ સબ પાગલ,
હમબી પાગલ તુમબી પાગલ સબકે સબ પાગલ.
રાજા પાગલ રૈયત પાગલ નોકર પાગલ આમ,
પાગલ કા એહી જમાના, દીબા દીમાગ તમામ.
"પાગલ ખાના" સારી આલમ, પાગલમય સંસાર.
જહાં દેખું વહાં પચા મંચને પાગલ પાગલ પારાવાર.

પડદો ઉપડે છે.

પ્રવેશ ૮ મો સમાપ્ત.

## પ્રવેશ ૯ મો.

**સ્થળ—એક નગરનો દેખાવ. ભાંગ્યા તુટ્યા દેવળનું ચિત્રપટ.**

( પાછળથી આગનો દેખાવ મારો કાપો ઈત્યાદિ પોકારો )

પાત્રો—નિરંજન, સિપાઇ, સાધુ વિગેરે.

નિરંજન—( પ્રવેશ કરી )

કરના કત્લ જો અપને, મજહબકો માને નહિ;
કરના કામ તમામ ઉસ્કા, જો હમકો પહેચાને નહિ.

જાઓ કામ તમામ કરો, દીને મજહબકા ડંકા બજાકે સારી જહાંમેં નામ કરો

સિપાઇ—જયસા નામવરકા ફરમાન (સર્વ સૈનિકો જાય છે) (મારો કાપો હાય હાયના પોકારો)

નિરંજન—(સ્વગત) આજથી ધર્મદ્રોહનો પાયો મજબુત રોપાયો છે. જોઉંછું કે મને ભ્રષ્ટ કરી નવાબ સુલયમાન પોતાના તખ્તને ક્યાં સુધી સ્થિર રાખી શકે છે. વિદ્રોહના બી વવાઇ ચુક્યાં છે તેને ફળ પ્રાપ્ત થવાની આશાઓ અવલંબી રહી છે.

સિપાઇ—(એક સાધુને પકડી લાવી) ખુદાવિંદ એ સાધુ અપને દીને મજહબકી બ્હોતસી બદબોઇ કરતા હય તોબાહ સુભાન અલ્લાહ તોબાહ.

નિરંજન—(સાધુ પ્રત્યે) કેમરે જોગટા હરામનું ખાઇ ખુબ મદમસ્ત બન્યો છે, ત્હારા ધર્મના ઢોંગમાં ચકચુર બન્યો છે. બોલ શો વિચાર !

સાધુ—વિચાર કિરતારનો

નિરંજન—તો સાંભળ હુકમ આ સરદારનો, કર સ્વીકાર દીને ઇસ્લામનો.

સાધુ—કર ના ઉચ્ચાર તું એ નામનો! એ નામથી ભૂમંડળ કંપે છે.

નિરંજન—તારૂં મ્હોત તારા શીર પર ટંપે છે. ઓ બેઇમાન જરા માન !

સાધુ—છેક શું ભુલે છે ભાન !

નિરંજન—મસકર ગુલામ ! વધુ બોલી મારા ક્રોધને વધારે છે. તારા મ્હોતનો સમય નજીક પધારે છે.

સાધુ—મૃત્યુની ગતિ કોણ નિવારે છે !

નિરંજન—હું નિવારૂં છું અભય વચન આપું છું.

સાધુ—છટ્ છટ્, તારૂ અભય વચન તનેજ મુબારક આપું છુ.

નિરંજન—ઉફ કેટલું ગુમાન ! જીવન રક્ષામાં કેટલો નાદાન !

સાધુ—જીવન રક્ષા જગદીશ કરશે.

નિરંજન—તો આ શમશેર તુટી પડશે, તારો જગદીશ નાશી જશે.

સાધુ—નાશી જશે! તારા જેવા એક જલ્લાદથી ભુપાધ જશે!

નિરંજન—હા તેમજ થશે.

સાધુ—ભલે તારે કરવાનું તું કરીલે પણ આ મુખથી હરિનામ નહિ જશે.

નિરંજન—એમ કે નહિ જાય ઠીક છે ત્યારે આ તારી હઠનું પરિણામ? છે કોઇ હાજર?

સિપાઇ—(પ્રવેશ કરી કુરનસ બજાવી) જી હજુર હુકમ ફરમાઇએ.

નિરંજન—આ હરામખોરને ચાબુકથી ફટકારો

સિપાઇ—જયસા હુકમ (ચાબુકના ફટકા મારે છે) રામનામ પોકારતાં સાધુ મરી જાય છે

નિરંજન—(ક્રોધથી) લે જાવ એ લાસકો મહાંસે ઉઠાકર આગમે જલાકર ખાખ બનાવો. નહિ નહિ યહી બદમાશકો એક ઉંડે ખાડેમે ગીરફ્તાર કરો કાગડા ઓર કુત્તેકી મીજબાની ઉડાનેકે લીએ વંહાહી ગીરાવ

સિપાઇ—બ્હોત ખુબ (નગરમાં આગ લાગે છે હાય હાય લ્હાય લ્હાયના પોકારો)

નિરંજન—સમાલના. કોઇ ઇન્સાન જીન્દા રહેના ન પાવે. કાફીરોકુ કત્લ કરના અયસા અપના પાક મજહબકા ફરમાન હય. ઉસીકા ઇકરાર કરને વાલેકો બુરા અંજામ દીખાયા જાયગા (આગમાંથી ગભરાએલો માણસ નહાસી આવે છે) પકડો પકડો વો કાફીર ભાગતા હય. (સિપાઇઓ પકડી લાવે છે) કેમરે કમબખ્ત શું કરે છે!

હિંદુ—કરું છું જીવનનું રક્ષણ.

નિરંજન—રક્ષણ કરવું સ્હેલું નથી? કર ઇસ્લામ ધર્મનો સ્વીકાર!

હિંદુ—ચોકખો ઇન્કાર.

નિરંજન—હજુ કર વિચાર?

હિંદુ—વિચાર વિચાર બસ એકજ. જ્યાં સુધી સૂર્યચંદ્ર ગતિ કરે છે ત્યાં સુધી વિચાર એકજ.

વિચાર—બસ કર તારો વિચાર નહિ ફેરવશે તો શમશેરથી ટુકડા થશે?

હિંદુ—ટુકડા થશે તો થવાદે, મને મારા ધર્મને માટે મરવાદે.

સમર્પણ છે સર્વ ધર્મે તો, મરવું છે ધર્મને માટે
અટળ રહી સ્વધર્મમાં, મરવું છે સ્વધર્મને માટે;
પડી સ્વધર્મ સાગરે, ફરવું સ્વધર્મને માટે;

કરી સ્વધર્મની સેવા, મરવું છે સ્વધર્મને માટે.
અવસર આજ આવ્યો છે, અમુલ્ય સેવા કરવાનો;
બળીદાન દઈ કાયાનું, મરવું છે સ્વધર્મને માટે.
ચલાવ જલ્લાદ તું તરવાર, અરે ગર્દન ઉડાવી દે;
કરી દે અંગો અંગને જુદા, મરવું છે સ્વધર્મને માટે.
કરી ના દેશની સેવા, કીધી ના ધર્મની સેવા;
અઘોર ધર્મ દ્રોહીને હાથે, મરવું છે સ્વધર્મને માટે.

નિરંજન—( સ્વ ) કેટલો બેદરકાર. નિરંજન ધર્મદ્રોહી ? શું હું ધર્મદ્રોહી ? ઓ પાપાત્મા તું મને ધર્મદ્રોહી કહી ધિક્કારે છે !

હિંદુ—હા હું ધિક્કરૂં છું તને અને તારા કર્મને !

નિરંજન—તો તને શિક્ષાના ભયની નથી દરકાર !

હિંદુ—દરકાર શા માટ ? કોને માટે ?

દરકાર રાખું ધર્મની, દરકાર છે માબાપની;
દરકાર રાખું વિશ્વમાં, દિલમા અઘોર પાપની.
પડયુ બોર પેટ પર, મૂર્ખ કહે મુખ મૂક;
અંત આળશુ પીરની, જે દરકાર ગુલામની.

નિરંજન—ઓ મૂર્ખ ઇન્સાન જીદ્દી ન થા. જો આ શમશેર તારા શીરપર તૂ છે ?

હિંદુ—મારૂ મન પ્રમોદ પુષ્પ લુટ છે !

નિરંજન—મરણ જોઇ શું હુસે છે ?

હિંદુ—મારો અંતરાત્મા આનંદ ઝુલે ઝુલે છે ?

નિરંજન—બસ કર તારી હઠનુ પરિણામ તને હમણાજ આપું છું ?

હિંદુ—હુ પણ ત્હારી ગતિ માપું છુ ? મૃત્યુ આપવાની સત્તા ત્હારી નથી ?

નિરંજન—તો સત્તાવાન કોણ છે ?

હિંદુ—સત્તાવાન કિરતાર છે ? તેનો તું ગુલામ છે ?

નિરંજન—બસ ચુપ ! ક્યા છે ? ત્હારો કિરતાર ?

હિંદુ—ચરાચર ? વ્યાપી રહ્યો છે ? જગદાધાર ?

નિરંજન—શે ચાલ ? થા તૈયાર ?

હિંદુ—તૈયાર ?

નિરંજન—હોશીયાર ? ?

હિંદુ—ઇશ્વર ? મદદગાર ? ( તરવાર મારવા જતાં એક બીજું પ્રગટ થવું )

દયા—સબુર કર !

નિરંજન—ઓ બદકાર ? ઓરત તું કોન હૈ ?

દયા—હું દયા છું !

નિરંજન—દયા ? કોનસી ? દયા ! કયું આઇ હૈ ?

દયા—મારી શકિત મને અહિં ખેંચી લાવી છે ?

નિરંજન—ત્હારી શકિત ત્હને અહિં ખેંચી લાવી છે, કયા શાહનું ફરમાન લાવી છે ?

દયા—ફરમાન ? જગપતિનું લાવી છું. ત્હારી પાસે મ્હારી એક પ્રાર્થના કરવા આવી છુ

અરજ મ્હારી સુણી, મ્હને સ્થાન આપી દે,
થતાં આ પાપ કૃત્યોથી, ત્હારો હાથ ઉઠાવી લે.

નિરંજન—(મોટેથી બુમ પાડી) કદાપી નહિ ? સ્વપ્ને પણ નહિ ?

કરવા પ્રચંડ આ કામો, સમશેર હાથ ધારી છે,
વિનાશ ધર્મનો ધારી, દયાને દુર કાઢી છે.

દયા—ત્યારે શું મને સ્થાન નહી આપે ?

નિરંજન—ના નહિજ.

દયા—ત્યારે હું મૃત્યુ પામીશ ?

નિરંજન—ભલે તું મરી જા મને તેની લેશ માત્ર પણ પરવા નથી.

કરેલા કાળા કામોથી, કાળું નામ ગણાયુ છે;
યથા નામા તથા ગુણા, બતાવવા મેં વિચાર્યુ છે
મુજ નજર સમક્ષ, કુકૃત્યનો પહાડ છવાયો છે;
શુધ્ધ નિરંજન નામ જાતાં, કાળો પહાડ ન્હેવાયો છે

કાળા પહાડ—બ્રહ્મરાક્ષસના હૃદયમાં સ્થાન ન જોઇએ દુર થા.

દયા—આશ્રિતને સ્થાન દેવું, એ માનવ ધર્મનો સિદ્ધાંત છે;
દુઃખીઓને ત્રાસ આપે, એ રાક્ષસોનો કાન્ત છે
અપકાર પર ઉપકાર કરવો, સર્વના એ ધર્મ છે;
સમજ પુતળા પાપના. ધર્મ ચુકે શામ છે.

નિરંજન—(બરાડીને) બસ કર ઓ પાપીણી સાપીણી દુર થા. ભાગ જા (એમ કહી ધક્કો મારે છે) (દયા પડી જાય છે.)

સિપાઇ—(બુમ પાડી) ઓ ખુદા એ કયા ગજબ હુવા. એ ઓરત મર ગઇ નામદાર આપ કયા કરના ?

નિરંજન—જાવ. ઉસ્કો યહાંસે ઉઠા કર એક ઉંડે ખાડેમેં ગાડ દો. જીસ લીએ ફીર ઉઠને ન પાવે (દયાને ઉંચક છે એકના અનેક રૂપ) (બ્રાહ્મણ નાસી જાય છે.)

નિરંજન—પકડો, પકડો. હાય દયા ! શિકાર છટક ગયા !

ટેબ્લો.

અંક પહેલો સમાપ્ત.

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—દરબારનો. (નાચરંગ) (ગભરાયલો વાણીઓ પ્રવેશ કરે છે.)

પાત્રો—વાણિઓ, બાદશાહ, સુલયમાન, બાહ્મણ.

કેસ નં. ૧ લો.

વાણિઓ—ઇન્સાફ ! ઇન્સાફ ? ઇન્સાફ ? અન્નદાતા ઇન્સાફ ?

( એક મુસલમાન હાથમાં પોંહો લઇ પ્રવેશ કરે છે )

મુસલમાન—ખડા રહે કમબખ્ત સુવરકે બચ્ચે અભી મેં તેરી ખબર લેતા હું હરામજાદા પેસા લેને આયા ? કયા તેરા બાવાને કુચ્છ થેલી એસી રખીથી ? ( એક પોંકો મારે છે. )

બાદશાહ—અય બેમુરવત ઇન્સાન સબુ કર તું કોનસી જગા પર અયસા ફીસાદ મચાતા હય ઇધર તેરા મકાન નહિ હય યહાં તો બાદશાહ સુલયમાનકા દરબાર હય. સિપાઇ ? પકડો એ હરામખોરકો ? કયું બન્યા કયા હય તકરાર ? તેરી કોનસી હય દાદ ?

વાણિઓ—જી સરકાર મેરી એહી હય ફરીઆદ મેં મંગતાહું આપકી પાસ દાદ નામવર હું આ માણસ પાસે રૂપીઆ ૯૯૯) માગુ છું તે એ મને આપતો નથી, આ જુઓ એના હાથનુ ખત ? હું જ્યારે એની પાસે રૂપીઆ માગવા જાઉં છું ત્યારે એ મને આવીજ રીતે મારવા આવે છે. આપ નામદાર પણ જુઓ છો કે હુ કેવી ભયંકર સ્થિતિમાં આપની પાસે આઇવો છું

બાદશાહ—ક્યું રે બદમાસ. વો બન્યા કયા કહેતા હય ?

મુસલમાન—જી હા સચ્ચ હય. મગર મેને લીયા જબ દેનેકા કરાર કીયા ન થા.

બાદશાહ—લીયા જબ દેનેકા કરાર ન કીયા થા. તો ઇસ ખત કીસ વાસ્તે લીખ દીયાથા ?

મુસલમાન—જહાંપનાહ. લીખ દીઆથા લેકીન મેરી પાસ અયસા ધારા હય, કે લેના ઉસકા દેના નહિ તો ફીર મેં કીસ તરહસેં દઉં કબીર સાહબભી કહતા હય કે.

ગંગા કિનારે ઘર કરો, ને ન્હાવો નિર્મળ નીર;
લેના ઉસીકા દેના નહિ, કહે ગયે દાસ કબીર.

( એક ચોપડી કાઢીને કહે છે )

મૌલવી—તદ્દનગલત ! ખુદાવંત કબીર સાહેબ અયસા બોલતા હય કે,

ગંગા કિનારે ઘર કરો, પીઓ નિરમળ નીર;
દત્ત વિના ફળ ન પામીએ, કહે ગયે દાસ કબીર.

બાદશાહ—સચ્ચ હય. કોઇ હવેલીંકા એકી ગોટાળા હય. (મુસલમાન પ્રત્યે) બોલ. તું ઉસકા પેસા દેતા હય યા નહિ ? વરના દેનાહી પડેગા.

મુસલમાન—હરગીઝ ન દુંગા.

બાદશાહ—બદમાસ કાફીર તું ન દેગા તો નસીયત દેની પડેગી.

મુસલમાન—ગરીબ પરવર મેરી પાસ કુચ્છ નહિ હય ! મેં લાચાર હું ?

વાણીઓ—સરકાર માબાપ એ બડા પેસેવાલા હય. પણ મારા પૈસા આપવા પડે તેથી એવું બોલે છે.

મુસલમાન—હજુર પરવર મેં સોગંદ ખાકે કહેતા હું કે મેરી પાસ એક ફુટી કોડી બી નહિ હય. એ બન્યા જુઠ બોલતા હય.

બાદશાહ—અચ્છા તેરી પાસ કુચ્છ નહિ હય તો ઉસકા ગુલામ હો !

મુસલમાન—ગુલામ ? કયસા અંજામ ? તોબા, તોબા. અયસા કોન તુરતબીકા બચ્ચા હય કે એક કાફીર નાપાક હિંદુકી ગુલામી કરે ? પયગંબર સાહબકા ફરમાન હય કે કફીર હિંદુકો ગુલામ બનાના મગર ઉસકા હોના નહિ.

બાદશાહ—અચ્છા સિપાઇ ? અબ સખત કોરા ચાબુકસે હેરાન પરેશાન કરો ! (સિપાઇઓ ચાબુકથી ફટકારે છે)

વાણીઓ—(સ્વગત)—લે સંતોજા. બેટનજી લે સંતોજા. ચટણી પ્રસાદ જરા ચાખી લે

મુસલમાન—દેતા હું. દેતા હું ગરીબપરવર મુઝે માફ કરો.

બાદશાહ—ખામોશ. સિપાઇ જાઓ ઉસકી સાથ લો બનીએકુ રૂપૈએ દીલા દો ?

સિપાઇ—(સલામ ભરીને) બહોત ખૂબ. (વાણિઆ વગેરેનું જવું)

વાણિઓ—ચાલો બાઇ ચાલો હલ્લેશાં.

કેસ ૨ જો.

બ્રાહ્મણ—(પ્રવેશ કરી) ફરીઆદ ! ફરીઆદ !

બાદશાહ—બોલ તારી શી છે દાદ.

બ્રાહ્મણ—કલ્યાણ આલમે આલીશાન મારી ફરીઆદ એ છે જે બાદશાહ સલામત હમારા ધર્મ કાર્યમાં દરેક વખત તમારો કાલો પહાડ નામનો મુસલમાન સરદાર અમોને પ્રતિબંધ કરી અમારી ધર્મ લાગણીને દુખાવે છે. તેમજ દેવતાની પવિત્ર

વસ્તુને અપવિત્ર કરી અમોને અન્યાય કીધો છે તે માટે આપના તરફથી તેનો યોગ્ય બંદોબસ્ત થવો જોઇએ!

બાદશાહ—સિપાઇ! પકડો એ કાફીરકુ? જાઓ કૈ જાઓ? ઉસકે હાથ પાઉંમેં જંજીર જકડ કર તુરંગમેં ડાલો! ઓર મુસલમાન બનાવો. જો વો મુસલમાન ન હોવે તો ઉસકો જહાનમમે પહોંચાવ. (બ્રાહ્મણને કેદ કરી લઇ જાય છે)

સિપાઇ—જયસા નામવરકા ફરમાન

બાદશાહ—મેરે બાહોશ વજીર ફરીદશાહ ઓરીસાકે રાજા નંદનકુમારકી પાસ જો કાસીદ ભેજા ગયા થા. વો આયા કે નહિ?

ફરીદશાહ—જહાંપનાહ આજ તક વો આયા નહિ હય લેકીન આજકલમેં આ જાયગા

બાદશાહ—અચ્છા અપના ફરમાન વો રાજપુત અગર કબુલ ના કરેગા તો ફીર ક્યા કરના?

ફરીદશાહ—ક્યા કરના ક્યા અપની સારી સલ્તનતકી ફોજ તૈયાર કર ઉનકે દેશપે લડાઇ જાહેર કરકે નસીયત વો કાફીર રાજા નંદનકુમારકુ દેની પડેગી?

સિપાઇ—(પહેરાવાળો પ્રવેશ કરીને) નામદાર જો કાસીદ ઓરીસાકે રાજમેં ભેજા ગયા થા વો બાહર દેવડીપર ખડા હય!

બાદશાહ—અચ્છા ઉસકુ જલ્દી આને દે કયસી ખુશ ખબર. કયસી પરવરદિગારકી મહેરબાની હય કે જીસ બખત જો ચાહીએ સોહી હાજીર હોતા હય

ફરીદશાહ—પયગંબર સાહબકા લડકા કોઇભી દિન ગમખ્વાર હોતા નહિ (કાસીદ આવી સલામ કરી ઉભો રહે છે)

બાદશાહ—કહું કયસા સમાચાર?

કાસીદ—આપકે ફરમાનકા ઇન્કાર.

બાદશાહ—ક્યા મેરે ફરમાનકા ઇન્કાર? અયસા કરનેવાલા કોન હય ગમર?

કાસીદ—જો હય રાજા નંદનકુમાર.

નથી પહેની હાથમેં ચુડીઆ, હમ રજપુત બચ્ચેને;
બનાઇ મુગલાઇકો બાંદી, હમ રજપુત બચ્ચેને

બાદશાહ—ક્યા મુગલાઇકો બાંદી? યહ કયસા મેરે ફરમાનકા અપમાન. રાજા નંદનકુમાર તેરા તોડું ગુમાન, તો મેરા નામ સચ્ચા મુસલમાન. ઓર મેરે જયસા સુલતાનકા અપમાન કર ઓર કે શીરપર લાત લગાકર ક્યા ફાયદા નીકાલને ચ્હાતા

હય. મેરી ખફા નજર હોનેસે ક્યા હાલ હોતા હય. મોહા-બ્બતકા અપમાન કરનેસે ઝહેરી સાંપકી મોહમેં હાથ રખનેસે ક્યા હાસીલ હોતી હય. ઉસકા તુઝે ખ્યાલ બરાબર દીખાના ચાહીએ. મેરે પ્યારે વઝીર અપને દામાદ કાલાપહાડકો લડાઈ કર કે લીએ ઓનીસાપર કુચ કરનેકા ફરમાન ભેજો.

કુરીંદશાહ—જયતા ફરમાન.

( લડાઇનો ડેન્સ નાચરંગ સાથે. )

( સર્વેનું ચાલ્યા જવું )

પ્રવેશ ૧ લો સમાપ્ત.

## પ્રવેશ ૨ જો.

( સ્થળ જંગલનો પડદો. )

પાત્રો—પ્રભાત, યોગીશ. અને ઉષા તથા સખીઓ.

( ગાયન )

વંદુ માતા વિશ્વ વિખ્યાતા ! પદ પંકજ તુજ ભરભૂમિ,
જીવનનાં અભિલાષ પુરે તું, પરમ સુખદ પ્રિય પુણ્ય ભૂમિ !
શીર મુકુટ હિમાદ્રિ રાજે, દક્ષિણ ભુજ પંજાબ વિરાજે,
વામ ભુજ વહે ગ્નાનની ગંગા, ચરણ ચુમે મહારાષ્ટ્ર ભૂમિ–વંદુ.
સુરગણની તું ભક્તિ માતા, ઋષિવર કેરી નિવાસ ભૂમિ.
વેદ પ્રકાશી ઝળહળ આગે, દેવભૂમિ આ સ્વર્ગ ભૂમિ–વંદુ.
વીર રત્નની ઉદ્ભુમિ માતા, વિશ્વ વિષે સા તુજ ગુણ ગાતા,
લક્ષ્મી તણાં નવલાંજ સ્વરૂપે, શોભી રહી થી સુવર્ણ ભૂમિ–વંદુ,
પૂર્વથી ચેતન ભર્ગ તું રેડે, જડ વિજ્ઞાન–તિમિર વિખેરે
ભુલ્યા ભટકી શરણે આવે. પાદ પુજે તુજ પુણ્ય ભૂમિ–વંદુ.
પશ્ચિમ જડ રદ્ધિથી ગાજે, ભૌતિક સુખ–આસનપર રાજે,
જડમાં ચેતન તત્વ વિરાજે, એ આકર્ષે આર્ય–ભૂમિ–વંદુ.
નિશ્ચયપર રહી સુતા વધાવે, નીતિ રીતિ સંપ સજાવે,
આત્મભાનના પાઠ ભણાવે. જગહિત કાજે જન્મભૂમિ–વંદુ.

પ્રભાત—છવાયુ ઘનઘોર આ કાળું, સુઝે ના સત્ય કંઈ રસ્તો,
વાયે છે તોફાનનો વાયુ, ચઢીને મેઘ ગર્જનતો.
ચમકતી દમની ચપળા. વિદ્યુતા જાય વેગથી ચાલી;
વસે આકાશનું વાગી, દુનિઆ મહા રેલે ડુબાણી.
કે ત્યાં છે યોદ્ધિશના કિલ્લા, એક ત્યાં કાળના રિપુ.
પ્રચંડ કાળ કાળનો અગ્નિ, બન્યો છે શાંતિનો રિપુ.

અહા ? સર્વત્ર ઘોર અંધકાર સ્વાર્થી, અહંતા, મમતાના મેઘનો ગડગડાટ આફતનો ઝનુની ઝેરી વાયુ, પ્રલય કાળનું પાણી ચોદિશાએ વર્ષી રહયું છે અંહકારનું ગુપ્ત સ્થાન ગર્જી રહયું છે દશે દિશાઓમાં માયાની જવનિકા આચ્છાદિત થઇ રહી છે અહા ? શી વિધિની લીલા !

યોગેંદ્ર— પ્રબળ વાયુની સંગે, ભરે સાગર ઉછાળા,
ભેદી ખડકના પાસા, કરે છે આભની આશા.
તજી શાંતિનો સહવાસ ફરી શાંતિ નહિ મળશે,
બની હતભાગી ભારત આ, હવે એ દુઃખ કયાં ટળશે.

શાંતિનુ સામ્રાજ્ય સાંપ્રત સમયમાં અશાંતિ દેવીનું પુનઃ આવાગમન થતાં સંકટના પહાડો તળે બિચારી ભાગ્ય-વશ ભાર્ત દબાઇ જશે ઘુંદાઇ જશે.

પ્રભાત—ત્યારે શું તેનો ઉદ્ધાર નહિ થશે ?

યોગેંદ્ર—થશે કાળે કરી સર્વનો ભાગ્યભાનું ઉદયાચળે ઉદય પામશે.
પડી સીતા રાવણ હાથ, ઉદ્ધાર તેનો ત્યાંથી થયો,
પડી દ્રૌપદી દુઃખામાર, ઉદ્ધાર તેનો ત્યાંથી થયો.
કૌરવ જાળે પાંડવ ફસાયા, ઉદ્ધાર તેનો ત્યાંથી થયો,
નળરાય કળી કરે હરાયા ઉદ્ધાર તેનો ત્યાંથી થયો.

તેવીજ રીતે સુખ પાછળ દુઃખ અને દુઃખ પાછળ સુખ સદાકાળ આવી મળે છે. કહે પ્રભાત હવે આપણે કયે માર્ગે પ્રયાણ કરીશું ? જો ઉત્તર તરફના માર્ગે જવાથી થોડા સમયમાં આપણે આપણા ગૃહ ભેગા થઇશું.

પ્રભાત—આપ યોગેંદ્ર ત્હારે જવું હોય તો જા. પણ હું તો મારા બંધુ નિરંજનનો પત્તો મળ્યા સિવાય પાછો ફરનાર નથી મને તો તેનો વિયોગ અતિશય સાલે છે.

યોગેંદ્ર—અહા ? કેવા વિચિત્ર વિચાર.
મન મરકટને નચાવો, ભમશો ભુતવશ ભારી.
કહો કડવી લીંબડીનો રસ, મીઠો કોણને લાગે.

પ્રભાત તું નાહક હઠ કરે છે. ત્હારા બંધુનો આજે ત્રણ ત્રણ વરસ થયાં પત્તો નથી તો તે શું હવે તને મળશે ? થોડા વખત પર સમાચાર આવ્યા હતા કે બાદશાહના દર-બારમાં મુસલમાન બની મોટા સરદારની પદવી ભોગવે છે, તો હવે ત્હારે એવા ધર્મદ્રોહી બંધુની આશા રાખવી એ વ્યર્થ છે.

પ્રભાત—યોગેંદ્ર ત્હારી ભુલ છે. ભલે તે ધર્મદ્રોહી થયો છે, પરંતુ તે સ્નેહદ્રોહી તો નહિજ થયો હોય.

કડવી હોયે લીંબડી, મીઠી તેની છાંય,
બંધુ હોય અબોલડો, તોએ પોતાની બાંય.

યોગેંદ્ર—પ્રભાત ત્હારૂં કહેવું સત્ય છે. પરંતુ તું હાલ ત્હારી તપાસ કરવાનું મુલતવી રાખ. જો કે સર્વત્ર ધર્મવિગ્રહ પ્રજળી રહ્યો છે તે જ્યાં સુધી શાંત ન થાય ત્યાં સુધી આપણે નિર્ભય નથી. કાળા પહાડના હાથથી ધર્મ બચાવવો અને યમદુતોના હાથથી પ્રાણ બચાવવો બરાબર છે. હાલ કાળો પહાડ ઓરીસા પર આક્રમણ કરનાર છે તો પછી વિદ્રોહનું પુછવુંજ શું.

પ્રભાત—બસ યોગેંદ્ર તારે જવું હોય તો જા જ્યારે કાળો પહાડ ઓરીસા પર આક્રમણ કરનાર છે તો પછી મારે સાંપ્રત વિગ્રહમાં મારા સ્વદેશને ખાતર આત્મબળીદાન શા માટે ન આપી કાળા પહાડના માનનું મર્દન ન કરવું જોઇએ ?

યોગેંદ્ર—પ્રભાત તું દિવાનો થયો છે.

પ્રભાત—હા હું મારી સ્વદેશ ભૂમિની ખાતર દિવાનો થયો છું, મસ્તાનો થયો છું.

તજીને જગતની પરવા, મરીશું સ્વદેશને માટે.
તજી આ દેહની દરકાર, મરીશું સ્વદેશને માટે.
ગજાવી રણુયજ્ઞોને, મરીશું સ્વદેશને માટે,
આપી શત્રુની શક્તિ, મરીશું સ્વદેશને માટે.
લેશું દેશું પ્રાણની લક્ષ્મિ, સ્વદેશને માટે,
ત્યાગી ભૂમિ સ્વર્ગ મેળવશું, હમારા દેશને માટે.

બસ યોગેંદ્ર જા ? હું જગન્નાથ-પુરીમાં જઇ શત્રુના સામા ધા ઝીલી, દેહની સાર્થકતા કરવા કટીબદ્ધ થાઉં છું.

યોગેંદ્ર—ભલે વિશ્વનાથ વિપત્ત હરો ?

પ્રભાત—અસ્તુ પ્રણામ ?

યોગેંદ્ર—પ્રણામ ? ? (બન્ને છુટા પડે છે. થોડેક જતાં પ્રભાત અટકીને ઉભો રહે છે)

પ્રભાત—સામેથી કોઇ સુકુમારીકા જળપાત્ર લઇ કેવી લચકતી આવે છે ?

( દ્રષ્ટી મીલન )

ઉષા—અહા ? શું સૌંદર્ય ? (ઉષાનું જવું)

(પડદો ઉપડે છે)

(ગાયન)

ચાલી ચતુરા ચટક ચાલથી.
મન શોભાવી—લચાવી.
ગજ ગામિની એ ભામિની રહી ભૂમંડળ શોભાવી,
હૃદય વીણાના તાર ઝણકાવી,
પ્રેમના રણકાર ગજાવી.
ચાલી ગઇ ચંચળ ચપળા, અંતર જ્યોત જગાવી.

પ્રવેશ ૨ જો સમાપ્ત.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—નિરંજનનો રંગભુવન.

પાત્રો—નજીરૂન્નિસા, નિરંજન, દાસી. અનુચર વીગેરે.

(નજીરૂન્નિસા નિરંજનનો પગ દબાવતી બેઠી છે, નિરંજન સુતો છે)

(ગાયન)

શીલ નિયમ સાચું સ્ત્રીમાં ઝગમગ જ્યોતિ પામે,
ગૃહલક્ષ્મિ સન્નારિ જ્યાં ત્યાં સમૃદ્ધિ સર્વે વીરામે
વિશ્વ સકળની શાંતિ વસે ગૃહ આંગણે.
નવનિધી આવી રહે સદા ચરણે,
આદર્શ દંપતિ દીવ્ય સંસારે, જીવન સુખદ ગાળે.

નજીરૂન્નિસા—નારી જન્મની સાર્થકતા, સતી ધર્મ, પતિ સેવા, પતિ-ચરણ સમીપ સ્વર્ગ સુખનો આલ્હાદ એજ દૈવત—એજ ભાગ્ય.

પતિ ચરણ સમીપ, સતિ સ્વર્ગ તુચ્છ ગણે છે,
પતિ ચરણ સમીપ, ઐહિક કર્મ અલ્પ ગણે છે.
પતિ ચરણ સમીપ, શાંતિ ત્રૈલોક્યની ધરે છે,
પતિ ચરણ સમીપ, મદ રિપુનો હરે છે.
મદ રિપુનો હરે છે, સાક્ષી શંકરની શી વિસાતમાં,
જે નારીએ પતિ ચરણ પુજ્યા, તેને ન્યુન રહી શી વાતમાં,

ખરેખર સ્વામિનિ પાદુકા સેવન તો અમુલ્યજ છે. હું પરમ ભાગ્યશાળી છું કે,

કરી પતિ પાદુકા સેવ, સગુણ બ્રહ્મ ઉપાસ્યું,
કરી પતિ પાદુકા સેવ, રસિક રમાકંત આરાધ્યું.
કરી પતિ પાદુકા સેવ. અડસઠ તિરથ ત્યાગ્યું,
કરી પતિ પાદુકા સેવ, ભવોભવ ભાવટ ભાંગ્યું.

ભવોભવ ભાવટ ભાંગુ, ક્ષેત્ર ખેડયું મેં પરમ યુક્તિનું,
તજી આળપંપાળ સૌ, મંત્ર સાધન સાંધુ એ મુક્તિનું.

સત્ય છે કે જેણે પતિની સેવા ત્યાગી તેની સર્વ સેવા, ભક્તિ વ્યર્થ છે. પતિ સેવનાથી શુભાશુભ કર્મ પ્રાપ્ત થાય છે.

તજી પતિની સેવ, અન્યની ભક્તિ કરી ન કરી,
તજી પતિની સેવ, કરમહિ માળ ધરી ન ધરી.
તજી પતિની સેવ, સુકિર્તિ સંપત્તિ રળી ન રળી,
તજી પતિની સેવ, દયાનિધીથી મળી ન મળી.
દયાનિધિથી મળી ન મળી, પતિ ભક્તિ શુભ સાર છે,
સાચે સાચે હું ભજીશ, પુરૂષોત્તમ પતિ કિરતારને.

પતિવ્રતા સ્ત્રીને સ્વામિ શણગાર રૂપ, અત્યુત્તમ શોભાની વૃદ્ધિ કરનાર કાંતીનું કાંચન પરમ જ્યોતિમય બની રહ્યું છે. સ્વામિનું ભૂષણ સુંદરીની પ્રભા પ્રસારી રહ્યું છે.

હરિગીત.

સૃષ્ટિના સુંદર તત્ત્વમા, દંપતિ દિવ્ય સ્વરૂપ છે,
આભૂષણ સતી નારીનું, પતિ દેવતા અનુપ છે.
કંકણ અતિ કર ઓપતા, મુદ્રિકા મનોહાર છે.
પટકુળ દિપે પતિદેવનું, ભાલ ટીલડી રસાળ છે.
કંચુકી ધારી શિયળની, બની દેદિપ્યમાન સુમતિકા,
ઝાંઝર તણા કલરવ થકી, વ્યાપિ રે' વિશ્વે શાંતિકા.
નથની સજી પતિ પ્રેમની, મોહન સદા ઉર હાર છે.
નાગાર એ સતિ નારીનો, પતિ દેવતા શ્રીકાર છે.
દિપાવે શુશીલા વિનયથી, નિરંતર ગૃહ સંસારને,
પ્રફુલ્લ વદન રાખી રહે, રીઝી રીઝવે ભરથારને.
આર્ય મહિલા માંહિ, પતિ નૌકા તારણહાર છે.
નિલમ સજે શીલ સુંદરી, તેનો જગે જયકાર છે.

નિરંજન—(ઉઠીને જાગૃત થઇને) પ્રાણ વલ્લભે આ શું? આટલો બધો શ્રમ ઉઠાવવાનું કારણ?

નજીરૂન્નિસા—કારણ? માત્ર પતિ સેવા.

નિરંજન—અહાહા? એક યવન કુળમાં પણ અમૂલ્ય રત્ન પ્રગટયું છે. આર્યાવ્રત તારા પણ મહદ્‌ભાગ્ય? હે સર્વવ્યાપક સ્વામસુંદર તારી પણ કૃતિ અજબ છે.

શિખરણી

બલીહારી તારી, વિશ્વવર દિસંતિ અતિ ઘણી,

રચી ખુબી ભારી, નવલ ધવલ આર્ય ગૃહ તણી.
ભરી ભુમાં સારી, વિનય વિનયાથી ગૃહમણી,
ધરી શીલા પ્યારી, શશિ વદની કાંતિ કુલ તણી.

હૃદયેશ્વરી આપને આર્ય સંસાર અતિ પ્રિયકર છે કેમ ?

નઝીરૂન્નિસા—હૃદયનાથ આર્યાચારિત્રા વળી જીવનને નવરસ પ્રેરક છે. એમાં બીલ્કુલ સંશય નથી તેનાજ નમુના રૂપે મ્હારી સેવા, કર્તવ્ય પરાયણતા પામી છે. ધન્ય છે આર્યાચારિત્રાવળીને.

દાસી—ખુદાવંદ. શાહી ફરમાન લેં કે આયા હુવા કાસીદ, આપકી એહસાની ચ્હાતા હય ?

નિરંજન—જા તેને સત્વરે અહિં મોકલ. ( કાસદ આવીને નિરંજનના હાથમાં પત્ર આપે છે ) પ્રિયંવદે લ્યો આ પત્ર તમે વાંચો. જોઇએ શું લખ્યું છે ?

નઝીરૂન્નિસા—પ્રાણેશ્વર. બાદશાહ સલામતના હુકમથી વઝીરે આલમ ફરીદશાહ લખે છે કે ઓરિસાના રાજા નંદનકુમાર મહા અભિમાનથી આપણી સત્તાની અવગણના કરે છે માટે તેનો પરાજય કરવા તમારે તમારા સૈનીકો સહિત ઓરિસા પર ચઢાઇ કરવી

નિરંજન—( દુત પ્રત્યે ) તું જા અને વઝીરે આલમ ફરીદશાહને મ્હારી સલામ સાથે કહેજે કે હુકમનો અમલ ત્વરાથી થશે.

દુત—( સલામ કરીને ) બ્હોત ખૂબ. ( દુતનું જવું નિરંજન દાસીને બૂમ પાડે છે )

નિરંજન—દાસી દાસી !

દાસી—( પ્રવેશી ) જી હજુર શી આજ્ઞા ?

નિરંજન—અત્યારે પહેરાપર કોણ છે ? તેને બોલાવી હાજર કર ! ( દાસીનું જવું ) ( સિપાઇનું આવવું. )

દાસી—અન્નદાતા પહેરાવાળો હાજર છે.

નિરંજન—(સિપાઇ પ્રત્યે) અત્યારે પહેરો ત્હારો છે કે ?

સિપાઇ—જી હા.

નિરંજન—ક્યાંથી ક્યાં સુધી ?

સિપાઇ—બારથી ચાર વાગ્યા સુધી.

નિરંજન—લે ત્યારે આ પત્ર મ્હારી છાવણીમાં પહોંચાડી સરદાર સાલરને કહેજે કે સર્વ સૈનિકોને હથીઆર સહ તૈયાર રાખવા.

સિપાઇ—બહુ સારૂ. ( જવું )

નઝીરૂન્નિસા—પ્રાણવલ્લભ. આટલી બધી ત્વરા કરવાની શી જરૂર ?

નિરંજન—મનોહારી કાળાપહાડના હાથમાં આવેલું કામ ત્વરાથીજ થવું જોઇએ. કારણ કે રહેલું કામ રાજા રાવણથી પણ થયું નથી.

નજીરૂન્નિસા—પ્રાણવલ્લભ આપ મને અહિં મુકી જશો તે મારાથી સહન નહિ થશે. હું પણ તમારી સાથેજ આવીશ ?

નિરંજન—વલ્લભે આપ આ શું વદો છો. તમારે સાથે આવવાની ઉત્કંઠા શી વિકટ વિગ્રહ સમયના તોફાનમાં તમારી હાજરીનું પ્રયોજન શું ? અહિં સુખેથી રહો મમ પ્રાણ ?

નજીરૂન્નિસા—નાથ આપ એ શું બોલો છો. આપ વિગ્રહના વિકટ સંકટો સહન કરવા પ્રમાણ કરશો અને આ દુર્ભાગીની અહિંઆ એશઆરામ કરે એ કેવી વિચિત્ર ઘટના ? નાથ જરા વિચારો તો ખરા. કાયાથી છાંયા દુર રહી છે ખરી કે ?

નિરંજન—પ્રિયા ભયંકર મામલાને પ્રસંગે તમારા જેવા સુકોમળ ગુલાબના પુષ્પોને સંભાળવું એ અતિ મુસ્કેલ થઇ પડે તેનો વિચાર કરવો એ શું ઉચિત નથી ?

નજીરૂન્નિસા—તેની કાંઇ ફીકર નહિં. તથાપિ આપના સંસર્ગથી પડતા સંકટો સહન કરવા સમર્થ થઇશ. પરંતુ આપના વિયોગથી પડતાં દુઃખો મારાથી સહન થઇ શકશે નહિ ! પ્રાણનાથ પ્રાણનાથ મને પણ સાથે લો નહિ તો હું આત્મહત્યા કરીશ. પણ તમો શું જાણતા નથી કે સતિને પતિ વિયોગ અસહ્ય હોય છે. વધુ શું કહું વલ્લભ ?

તજી સ્વામિ સંસર્ગ સ્વપ્નમાં શું શું કરે છે,
લજી સ્વામિ સંસર્ગ, સંકટ દીસે સહે છે.
તજી સ્વામિ સંસર્ગ, દીનરાત હૈયે બળે છે,
તજી સ્વામિ સંસર્ગ, વિરહ વન્હીથી જળે છે.

વિરહ વન્હીથી જળે છે ગૃહરાજ સ્વામિ વીના શુન્ય દિસતા,
તજી સ્વામિ સહેવાસ, કુટીલા હૈયા નિશદીન હીસતા.

ચહી સ્વામિ સહવાસ સિતા વનવાસ વસે છે;
ચહી સ્વામિ સહવાસ. દ્રૌપદી નિજ દેહ દમે છે.
ચહી સ્વામિ સહવાસ, દમયંતિ વન વન ભમે છે,
ચહી સ્વામિ સહવાસ, તારા વૈભવ તજે છે.

તારા વૈભવ તજે છે, સતિ સ્વામિ સંગે રંગે રહે છે,
વિસારી વૈભવ વિલાસ, સતિ આનંદ ઉરે ધરે છે.

નિરંજન—પ્રિયા તમે ખરેખર મને મુગ્ધ કર્યો છે તમારો આવો દૃઢ આગ્રહ જોઇ હું તમોને ના કહી શકતો નથી. હવે તમારી ઇચ્છા પૂર્ણ કરો. હું સૈન્ય શિબિર તરફ જઇ સર્વ તૈયારી કરી શીઘ્ર પાછો આવું છું એટલે તમો કુચ કરવાના સર્વ સાહિત્યો સજ્જ કરો.

નજીરૂન્નિસા—દેવ ખરેખર આપનો મારા પ્રત્યેના અતુલ્ય પ્રેમનું આ દિગ્દર્શન થાય છે.

( ગાયન )

નજીરૂન્નિસા ને નિરંજન—

ધન્ય ધન્ય જીવન મ્હારૂં થયું.
પ્રીતમ પ્રીતીનું નાવ મળ્યું.
સાગર પાસ સરીતા જતી,
ઉર ધારી પીયુની આશ અતિ.
દંપતિનું દિવ્ય રૂપ બન્યું.... ... ...પ્રીતમ.
હૃદયરમણી પ્રીતમ ઘેલી,
નવોઢાછો નૌતમવેલી.
ઉર આલિંગન જામી રહ્યું. પ્રીતમ.

( બંન્નેનું છુટા પડવું )

સિન ટ્રાન્સફર.

પ્રવેશ ૩ જો સમાપ્ત.

## પ્રવેશ ૪ થો.

પાત્રો—મદનાનંદજી, ચંદ્રમણી ગંભીરમલ, અજપાળ, અને શ્રોતાજન વિગેરે.

( સ્થળ—વૃક્ષાદિથી છવાયેલું ચોગાન )

(ગંભીરમલ તથા અજપાળ એકએકને ખભે હાથ મુકી પ્રવેશ કરે છે.)

( મદનાનંદજી મહારાજની સભા )

અજપાળ—અલ્યા ગઢામલ્લ અરે ? ગંભીરમલ્લ એમ આય એમ આય.

ગંભીરમલ્લ—ચમ અલ્યા અજમાર અરે અજપાળ શું શે. તું એક ચંદા સરસ છે તો આ બંદા સો ચંદા સરસ છે, સમજ્યો શેંડના ?

અજપાળ—સમજ્યો, સમજ્યો. લે હવે તારાથી હાર્યા. ટુંકી વાળને કે પણું અલ્યા કાલે સ્વામિજીનું વ્યાખ્યાન સાંભળવા તું આયો તો કે ?

ગંભીરમલ્લ—અલ્યા ચમ હું નતો આયો કે ? તારી હામે તો બેઠો તો એટલામાં ભૂલી જ્યો કે ગધેડીના ? ( ધબ્બો મારે છે. )

અજપાળ—કેમ તને વ્યાખ્યાન પ્રસંગ પડયું કે નહિ ?

ગંભીરમલ્લ—વ્યાખ્યાન. વ્યાખ્યાનની તો વાતજ શું ચડું, જાણે ભ્રમમય સંસાર સાંભળીને આપણે તો દિગ્મુઢ બની જીઆ. શું ભાઇ સ્વામિજીની અલૌકીક વાણી હું તો જાણે ગાંડો ને ઘેલોજ બની ગયો છું ખરેખર સ્વામિજી તે સ્વામિજીજ છે.

અજપાળ—હા ભાઇ. સ્વામિજી તો જાણે સાક્ષાત ભગવાનના અવતાર તો નહિ હોય ઇમ લાગે છે. પણ અલ્યા ગંભીરમલ્લ તેં કંઇ સાંભળ્યું છે કે ?

ગંભીરમલ્લ—ના ભાઈ મેં તો કાંઇ સાંભળ્યું નથી. તું કંઇ નવા સમાચાર કહે તો સાંભળીએ.

અજપાળ—અલ્યા મેં તો સાંભળ્યું છે કે, રમાનંદની આ સાથે કાંઈ ગોટાળો છે ગોટાળો.

ગંભીરમલ—અરે મૂર્ખા ગોટાળો ક્યાં નથી જેને જ્યાં જુઓ ત્યાં ગોટાળો. બ્રાહ્મણીઆ હોટલમાં પણ ગોટાળો. હજામની હજામતમાં પણ ગોટાળો જ્યાં જુઓ ત્યાં ગોટાળો.

અજપાળ—બરાબર છે. બરાબર છે ભાઇ બડાબડ છે

ગંભીરમલ—અરે જારેજા ગાંડીઆ તું તો વહેમી તે વહેમીજ રહ્યો. એવા મહાપુરૂષ મદનાનંદજી જેવા આત્મજ્ઞાની ઇંદ્રિય નિગ્રહવાળા લંપટ હોઇ શકે ખરા કે ? વાત કરનારા જખ્ખ મારે છે જખ્ખ. પેલી બિચારી ચદ્રમણી પ્રસંગને અનુસરી એકાદ બે ભજન બોલે છે એટલે લોકો તેને ચકોએ ચઢાવે છે અરે એવા ભકિત પ્રેમી તો કોઇ વિરલાજ હોય છે. તેઓને જગતની પરવા હોતીજ નથી. " દુનિઆ તો આમથીએ બોલે ને તેમથીએ બોલે. " " ફરવતી આવતીએ વે'રે અને જતીએ વે'રે. "

### દોહરો.

કુવા હોય તો ઢાંકીએ, સાગર કયમ ઢંકાય,
નિર વલોવે પ્રિતથી, માખણ કયાંથી થાય.

ભાઇ દુનિઆની ગતિ એવીજ છે. આધુનિક સમયમાં તો માનપાનની લહાણી હોય તોજ જય જય બોલાય.

### દોહરો.

માન પાનને ચાંહના, ચાન્સ જ્યાં અજમાય,
દુઃખી બિચારા માર્તઆ, કયાંથી સુખીઓ થાય.

માટે ભાઈ આસ સામેથી સ્વામિજીની સ્વારી પણ આવી પહોંચી (કેટલાક શ્રોતાઓ ઉઠીને ઉભા થઇ) હરહર મહાદેવ જય સચ્ચીદાનંદ. શ્રી મદનાનંદજી મહારાજકી જય. શ્રી સદ્ગુરૂદેવકી જય.

મદનાનંદજી—નારાયણ, નારાયણ (સ્વગત) આજ કાલ સ્વામિજીકા સિતારા ઓર હય. (મદનાનંદજી આસનપર બેસે છે, કેટલાકો ફુલ-હાર પહેરાવે છે. કેટલાકો રૂપીઆ નાંખે છે.) અરે ભાઇઓ આ રૂપીઆને અમો સાધુ શું કરીએ ? (કેટલાક બોલે છે)

ભક્તો—બાપજી ચાતુરમાસ સમાપ્તી સમયે પુન્યદાન કરજો સાધુ-સંત જમાડજો.

મદનાનંદજી—ચાલો એ પણ ઠીક છે.

(સ્વગત) સ્વામિજીકા સિતારા ઓર હય. (ચાસન) ભાઇઓ પરિબ્રહ્મ પરમજ્યોતિ સ્વરૂપ પુરૂષોત્તમ પરમાનંદ દયાળુ દિનવત્સલ દિનાનાથ રમાપતિ અને યોગીઓના હૃદયમાં રમણ કરનાર એવા શ્રીહરિની પુર્ણ કૃપાથી આપણે સર્વ તે જગતપિતાના ગુણગાવા એકત્ર થયા છીએ. આપણા અહો ભાગ્ય છે. પુન્યવાનોના પુન્યનું જ આ ફળ છે. આ શ્રોતામંડળમાં એવા પણ હૃદયના માણસો હશે કે.

કવિત.

કહે તે સમજે નહિ સમજાય સમજે નહિ,
કબી લોગ કહે, કહીદ અવીસારસી.
કાક કે કપુર જેસે, મરકટકો ભૂષણ જયસે,
ગધાકુંકો મક્કા જયસે, મીરકો બનારસી,
બહીરેકે આગે તાન, ગાયકે સંવાદ જયસે,
હિજડેકે આગે નારી, લાગત અંગારસી.
કહે કવી ગંગ મન માંહે, તો વિચાર દેખો,
મૂઢ આગળ વિદ્યા જેસે, અંધ આગે આરસી.

(સભામાંથી એક માણસ બોલી ઉઠે છે.) (સભાજન) જય શ્રી સદ્ગુરૂ દેવકી જય. જય શ્રી મદનાનંદજી મહારાજકી જય.

મદનાનંદજી—ભાઇઓ ગતરોજ વ્યાખ્યાન સબંધ ક્યાંથી બાકી રહ્યો છે ?

ચંદ્રમણી—સ્વામિજી બ્રહ્મમય સંસાર એ વિષય સિદ્ધ કરવાનો છે.

મદનાનંદજી—સત્ય હૈ. વાહ્ હવે પદ સંબંધ ક્યાંથી બાકી છે.

અજપાળ—મહારાજ.

વેદ પુરાણ કુરાણ પઢી, કહા ભયે વિદ્વાન.

મદનાનંદજી—શ્રી સચ્ચીદાનંદ દેવકી જય. શ્રી સદ્‌ગુરૂ દેવકી જય.

વેદ પુરાણ કુરાન પઢી. કહા ભયે વિદ્વાન,
મિથ્યા સબ ઇક પ્રેમબાન, ઘટઘટ જ્ઞાન

સર્વ સાઅ સંપન્ન થયા હોય તો પણ પ્રેમ વિના તે સર્વ વિદ્યા અને જ્ઞાન મિથ્યા છે. વળી શ્રી ગોસાંઇ સ્વામિ તુળશીદાસજી કહે છે કે.

વિના પ્રેમ રીઝે નહિ, તુળશી નંદ કિશોર,
અગાધ ભવસિંધુ તરન, ઓર ન કોઇ ઉપાય,
પ્રેમ નાવકે આધારે પ્રેમી જન પાર જાય.

સંસાર સાગરમાંથી તરવાને માત્ર પ્રેમ એજ એક સુંદર નૌકા છે. પ્રેમથી જગત ચાલે છે. પ્રેમથી "પિતા, પુત્ર". "પતિ, પત્ની." "ભગીની, ભ્રાતા", 'શેઠ નોકર" "આપવું લેવું" એ સર્વ પ્રેમથીજ છે. જો પ્રેમ જગતમાં ન હોય તો તમે અત્યારે સર્વ મંડળી ગૃહકાર્ય ત્યાગી તેમજ અનેક વૃત્તિઓને એક બાજુએ મુકી અત્રે આવો નહિ. તમે મને આગ્રહ પૂર્વક રાખો નહિ. પ્રેમ તમારામાં છે ને મારામાં છે. પ્રેમમાં તમો છો અને પ્રેમમાં હું છું હું અને તમો સર્વ પ્રેમમયજ છીએ નિરાકાર બ્રહ્મ ચૈતન્ય એવા અનેક નામેથી જેને આપણે પોકારીએ છીએ અને પ્રભુ પણ પુર્ણ પ્રેમને માટે સાકાર સ્વરૂપે પ્રગટ થાય છે જેમકે પ્રહલાદ. ધ્રુવ. અંબરીષ, પાંડવો, દ્રૌપદી વિગેરેના કાર્ય માટે પ્રભુ ધાયા હતા એ પણ એક પ્રેમનેજ માટે? એ સર્વને વિદીતજ છે. અહાહા? શું પ્રેમનો પ્રતાપ! પ્રેમથી કોઇ ચીજ મોટી નથી.

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળીને ન્હાતાં.
નથી નિપજતો પ્રેમ, ગાંધી ડોશીને હાટે,
નથી નિપજતો પ્રેમ, ખોળતાં વાટે ઘાટે.
નથી મળતો એ પ્રેમ, તપાસતાં ગુજરી ગામો ગામની
કહે નરભો પ્રેમ પુરો, મળે જો કૃપા હોય શ્રીરામની

આવો ઉત્તમ પ્રેમ. પવિત્ર પ્રેમ પ્રત્યેક સ્થળે હોતો નથી. એ તો કોઇ પુન્યશાળીનેજ પ્રાપ્ત થાય છે અસ્તુ. હરી ૐ શાંતિ, શાંતિ

જય સચ્ચિદાનંદ જય સદ્ગુરૂ દૈવકી જય. (સર્વ એ વાજનો જાય છે.) (બન્ને જઇ પાછા આવે છે.)

મદનાનંદજી—કેમ પ્યારી ચંદ્રમણી આ વ્યાખ્યાનથી શ્રોતાજન પર મ્હારી કેવી સચોટ છાપ બેસી ગઇ છે? સર્વ નરનારીઓ મારા વ્યાખ્યાનથી અતિ પ્રસન્ન, પ્રસન્ન થયા હોય એમ લાગે છે.

ચંદ્રમણી—અરે વ્યાખ્યાનની તો વાતજ શી કરવી.

મદનાનંદજી—રૂપીઆ પાંચ હજારકી થેલી પડી હય. લોક બાપ કુછ કમીના હય? હે પ્યારી યે દુનિઆ સબ કયસી અધી હય! આજકાલ સ્વામિજીકા સિતારા જોર હય

ચંદ્રમણી—વાહ પ્યારા વાહ તમારી પણ ચતુરાઇ ચપળા સમાનજ લાગે છે. દુનિયા જેવી આંધળી છે, તેવા તમો પણ આંધળા છો ને?

મદનાનંદજી—વાહરે રસીકા પ્રિય નૈનમ નવેઢા રમણી તું પણ મારા પ્રેમનું પાત્ર થઇ મ્હારી મશ્કરી કરે છે કે? ક્યા મેં અંધા હું? મેં તો દેખતા હું તેરા આખ કૈસા હય દેખો ભાઇ દેખો યે નવે જમાનેકી ફેશન. અરે પ્યારી મેં અંધા નહિ હું મગર દુનિયા તમ અંધી હય અંધી

ચંદ્રમણી—ના. દુનિયા આંધળી નથી પણ તમેજ આંધળા છો. દુનિયા તો એક દર્પણ છે તેમાં તો સારૂં ને નરસું બન્ને દેખાય છે.

મદનાનંદજી—પ્યારી આ તારો મર્મ ભેદ સમજાતો નથી.

ચંદ્રમણી—સમજાતો નથી તો સમજો તમે પંડિત છો, જ્ઞાની છો, સન્યાસી છો. (સ્વગત) સન્યાસી કે સત્યાનાસી (ચાસન) જનસમાજને બોધ આપવાને મડું ગાગર જેવડું પેટ કરીને બેસો છો તો સમજોને મારા પંડિતજી પુરા (સ્વગત) અને બગલાનાં પાંખ જેવા ધોએલા મુગા ચાસન)

મદનાનંદજી—પંડિતાઇનાં મુળે મુક? આ ભેદ સમજવો એ મ્હારી શકિત બહારની વાત છે. અહીં તો ભોળા જનને ભરમાવી જ્યાં ત્યાંથી ધુતી ખાવાનું કામ છે.

ચંદ્રમણી—બસ!!

મદનાનંદજી—હા. લઇને દુનિયા અંધી હય પણ હવે તારો ભેદ સમજાવને કે પ્યારું.

ચંદ્રમણી—ભેદ સમજવું?

મદનાનંદજી—હા. સમજાવ.

ચંદ્રમણી—જુઓ ત્યારે દુનિયા જેવી આંધળી છે, તેવા તમે પણ આંધળા છો. તે પ્રેમને આધીન છે, તો તમે પણ મ્હારા પ્રેમને આધીન છો એટલે તમે પણ આંધળા.

મદનાનંદજી—હા. હા. સમજ્યો પ્યારી તું બડી હુશીઆર હૈ.

જોઇ મોહિની રૂપ, શંકરજી ભરમાયા,
જપ, તપ, વ્રતને લાજ, તજીને પુંઠળ ધાયા.
મત્સ્યગંધાએ હર્યું, ચિત્તડું પારાસરનું,
પવિત્ર ગંગા મધ્યે, તપ ખોયું નિજ ઘરનું

વિશ્વામિત્ર વશ થઇ રહ્યા, નિહાળી મેનકા નારી,
નારદજી માયાથી મોહ્યા, એ નારીની બલીહારી.

ચંદ્રમણી—વાહ. વાહ તમે પણ ઠીક યુક્તિ શોધી કાઢી.

મદનાનંદજી—પ્યારી ચંદ્રમણી હવે અહિં વધુ દિવસ રહેવાથી સારૂં નહિ નીકળે હવે તો પલાયનમઃ કરીએ તો ઠીક ?

ચંદ્રમણી—( વિચાર કરતાં ) હા હું પણ એજ વિચારમાં મશગુલ છું. પણ શું કરૂં મ્હારે તો પેલી ટચલીનું સાલ છે.

મદનાનંદજી—વો સચુરન બુઢીવાં બડી ખરાબ હય. લેકીન પ્યારી મેં તુઝે એક રસ્તા દિખાઉં.

ચંદ્રમણી—બોલોને ત્યારે કે સમજ પડે ?

મદનાનંદજી—દેખ વો ડોકરીકા તોટા પીસ દે કે રસ્તા સાફ હોજાય સારૂ કયું સમજ ઠહા ને ?

ચંદ્રમણી—હા... હા. ખરેખરો રામબાણ ઇલાજ. હું આજેજ એ કામ રત્તેહ કરી નાંખીશ. પણ તમે તૈયાર રહેજો.

મદનાનંદજી—અજી જાવજી પ્યારી તુમ કહો ઉસ બખ્ત હમ તો તૈયાર હૈ. ઝોલી ઔર યે ચીપીયા લે લીયા કી ખતમ. હમેરેકુ કયા લડકા બડકા ઉઠાના હય. બાવા ઉઠે બગલમેં હાથ.

ચંદ્રમણી—ચાલો ત્યારે હું જાઉં છું

મદનાનંદજી—જા બાવા જા. મગર ભુલના મત હાં !

ચંદ્રમણી—અરે ભુલું તે ખરી. આ મનહર મૂર્તિપર મોહેલું મન કદિ ભુલે ખરૂં કે ?

( ગાયન )

વા' વા' રે મ્હારા રસિયા,
મમ અંતર મંદિર વસિયારે.—વા' વા'
બલિહારી જાઉં વ્હાલા મ્હારા યોગીરાજ અલબેલા
તું છે નાજની નાજુક નવેલી મય હું છેલ છબીલા
મીઠી માશુક તું અલબેલી
અરે વાહ સુંદરવર વરિયારે. વા' વા'

( બંન્નેનું જવું )

સીન ટ્રાન્સફર
પ્રવેશ ૪ થો સમાપ્ત.

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—રાજા નંદકુમારનું વિચાર મંદિર.

પાત્રો—નંદકુમાર, પ્રધાન, સેનાપતિ, કોષાધ્યક્ષ, પ્રભાત વિગેરે.

રાજા નંદકુમાર—હા ! ભારતવર્ષ આ ત્હારી શી દુર્દશા થઇ રહી છે ? દેશદ્રોહી, ધર્મદ્રોહી, રાજ્યદ્રોહીનો વિદ્રોહી વ્યાપાર ઉન્નતી શિખરપર ભયંકર મેઘ ગર્જનાઓ સમાન ગર્જી રહ્યો છે. ધર્મભક્ષણનો ધુમ્રકેતુ આકાશે આચ્છાદીત થઇ રહ્યો છે. અફસોસ આર્યાવર્ત ત્હારા તનુજોએ વિદેશીઓના પાદ હેઠળ ખુંદાવાનુ તને સુપ્રત કર્યું છે. અરેરે ? દૈવ ! ઘર ફૂટે ઘર જાય એ વાકયાનુસાર કનોજાધિપતિ જયચંદ્ર તારી દુર્મતિનું પરિણામ આ ભારતવર્ષને સહન કરવું પડે છે તેનું તું જરા તારી સ્વાર્થાંધ થએલી ચક્ષુથી પુન: દિગ્દર્શન કરી શોકના ઉષ્ણ અશ્રુજળ વડે ભીંજાવી શોકોદ્દગાર કાઢી કહે કે, હતભાગી ભારત આ તારી શી દશા ?

પ્રધાન—અન્નદાતા यद्द भावि तद्द भविष्यति । लिखितमपि ललाटे प्रोज्झितुम् कः समर्थः ॥ જ્યાં ભાવિની ઘટના એવી સર્જાયેલી છે, તો પછી એમાં જયચંદને દોષ દેવો યોગ્ય નથી. માત્ર એ તો નિમિત્તજ બન્યો છે. કાળની ગતિને રોકવા કોણ સમર્થ છે. કૃષ્ણ તથા રામચંદ્રજી પણ કાળને આધિન થયા છે, તો પછી બિચારા જયચંદ્રની શી ગણના ? રાજન્ મિથ્યા સંકલ્પ, વિકલ્પનો ત્યાગ કરી ચિત્તને સ્થિર કરો. ગત વસ્તુનો શોક કરવો એ શાણાઓનું ભૂષણ નથી. गतं न शोचामि !

નંદકુમાર—ભલ છે પ્રધાનજી આપની યુદ્ધ વિગેરે સામગ્રીની વ્યવસ્થા પરિપૂર્ણ છે કે કેમ? કાળો પહાડ આપણા રાજ્યની હદ નજીક આવી પહોંચ્યો છે એવા ગુપ્ત અનુચરોથી સમાચાર મળી ચુક્યા છે જેથી કરી દુશ્મનને જવાબ આપવા આપણે પણ તૈયાર થઇ રહેવું જોઇએ

પ્રધાન—પ્રભુ યુદ્ધ સામગ્રીના વ્યવસ્થા યથાર્થ છે પરંતુ સૈનીકો તેમજ રાજ્યભંડારની વિપુલતા જોવાની ખાસ જરૂર છે.

નંદકુમાર—હા એ બાબતના કોષાધ્યક્ષને બોલાવી ખાત્રી કરવી જોઇએ ( સિપાઇને બોલાવે છે. ) છે કોઇ હાજર?

સિપાઇ—જી હુજુર.

નંદકુમાર—જા જલ્દી કોષાધ્યક્ષ તથા સમરવિજય સેનાધિપતિને બોલાવી હાજર કર

સિપાઇ—જેવી આજ્ઞા પ્રભુ. ( સિપાઇ જાય છે )

નંદકુમાર—દારૂગોળો તથા અસ્ત્રશસ્ત્ર પરિપૂર્ણ છે?

પ્રધાન—મહારાજ યુદ્ધ સામગ્રીમાં કાંઇ કમીના નથી પરંતુ આપણો વિજય થશે કે કેમ એ વાતનો નિર્ણય થઇ શકતો નથી કારણ કે કાળા પહાડના દશ હજાર સૈનીકો આગળ આપણ બે હજાર સૈનીકો મુઠ્ઠીભર છે તો વિજય પ્રાપ્તની આશા શી?

નંદકુમાર—પ્રધાનજી તમારૂં કહેવુ યથાર્થ છે તેમ હું પણ સમજુ છું કે દશ હજાર દુશ્મનો સામે આપણા બે હજાર સૈનીકો કેટલો સમય ટકી શકવાના છે પરંતુ ક્ષત્રિ ધર્મને અનુસરી સમરાંગણમાં પ્રાણ સમર્પણ કરવા એ અત્યુત્તમ છે પણ શત્રુને શિશ નમાવી શરણે જવુ એ વીર પુરૂષોને તો શું પણ કાયરને એ શરમ ભરેલું છે.

પ્રધાન—ધન્ય છે પ્રભુ. ( સૈન્યાધ્યક્ષ આવે છે. )

સમરવિજય—મહારાજ સેવક સેવામાં હાજર છે. આમ એકાએક યાદ કરવાનું શું પ્રયોજન!

નંદકુમાર—પ્રિય સૈન્યાધિપતિ સમરવિજય યુદ્ધમંત્રણા વખતે તમારા જેવા શુરવીર સેનાધ્યક્ષને યાદ કરવામાં આવે એ તો સ્વભાવિકજ છે. તમારા જેવા રાજ્યભક્તોની સેવાની રાજ્યરક્ષકને અગત્ય હોય છે. સેનાપતિ એ એક રાજ્યનો અજીત કિલ્લો છે. વારૂ આપણી સૈન્યવ્યવસ્થા હાલમાં કેવા પ્રકારની છે? તે જાણવાની મારી ખાસ અભિલાષા છે.

સેનાપતિ—સ્વામિ! વ્યવસ્થા પરિપૂર્ણ છે, તેમાં બીલકુલ દોષારોપ કરી શકાય એવુ કોઇ પણ ચિન્હ જણાતું નથી. હવે તો

શત્રુ ક્યારે સામો આવે તેનીજ રાહ આપણા સૈનિકો ઉત્સાહથી જોઇ રહ્યા છે.

નંદકુમાર—શાબાશ શાબાશ વિરભદ્ર તમારો રણોત્સાહ જોઈ હું અતિ હર્ષ પામું છું. (કોષાધ્યક્ષ આવે છે)

કોષાધ્યક્ષ—અન્નદાતા! સેવક ચર્ણકમળની સેવામાં હાજર છે. આજ્ઞા હોય તે ફરમાવો!

નંદકુમાર—ધન્ય છે. મારા રાજ્ય ભક્તો તમારીવફાદારીથી આ ઓરીસા પ્રાંતની રાજધાની તેમજ રાજ્ય લક્ષ્મી આપના આભારને પાત્ર છે.

કોષાધ્યક્ષ—પ્રાણદાતા! સેવકની તારીફ કરવી એ સ્વામિને શોભે નહિ સેવકે પોતાનો સેવક ધર્મ બરાબર બજાવવો એજ તેની કર્તવ્ય પરાયણતા તેમાં વિશેષ કર્યું કેવાય નહિ

નંદકુમાર—પ્રિય રાજ્યભક્ત તમે તમારા કાર્યમાં અતિ કુશળતા ધરાવો છો તે હું સારી રીતે સમજું છું. આપણી રાજ્યશ્રી તથા અન્નભંડાર કેવી સ્થિતી ધરાવે છે તે હાલના પ્રસંગે જાણવું જોઇએ

કોષાધ્યક્ષ—પ્રભુ રાજ્યશ્રી પરિપૂર્ણ છે તેમજ અન્ન ભંડાર એટલા તો ભરપુર છે કે ત્રણ ત્રણ વર્ષ બંધ દુર્ગે યુદ્ધ થાય તોપણ તેની વિપુલતા લુપ્ત થાય એમ નથી.

નંદનકુમાર—ત્યારે સર્વ યથેચ્છ છે કેમ?

કોષાધ્યક્ષ—હા પ્રભુ (સિપાઇ પ્રવેશ કરી)

સિપાઇ—મહારાજ કોઈ એક પરદેશી આર્ય યુવક આપના દર્શનની અભિલાષા ધરાવે છે આજ્ઞા હોય તો પ્રવેશ કરાવું

નંદનકુમાર—કોઇ ગુપ્ત અનુચર ન હોય તેની બરાબર તપાસ કરી આવવા દે

સિપાઇ—જેવી પ્રાણદાતાની આજ્ઞા (પ્રભાત પ્રવેશ કરી નમન કરી ઉભો રહે છે)

પ્રભાત—આર્યાવર્તના વીર પુત્રોની વીર માતાઓ ઘણું જીવો વીર પુત્રોનો વિજય થાવ. ભારતવર્ષના દુશ્મનોનું નિકંદન જાવ.

નંદનકુમાર—આર્ય યુવક તમે અત્રે કેવી અભિલાષાથી આવ્યા છો?

પ્રભાત—અભિલાષ માત્ર સ્વદેશ ભક્તિ, સ્વદેશ સેવા, અને સ્વધર્મની રક્ષા મને આપની સમક્ષ લાવી છે.

નંદનકુમાર—શું તમારી આ યુદ્ધમાં ભાગ લેવાની ઇચ્છા છે!

પ્રભાત—જી હા પ્રભુ

કરો સ્વદેશની સેવા, મરવું છે સ્વદેશને માટે,
આરોગી મીષ્ટ એ મેવા, મરવું છે સ્વદેશને માટે

રમરી સમરાંગણ દેવદેવા, ચોઢીશું આતને ખોળે,
ચુકાવી સ્વધર્મના દેવા, મરવું છે સ્વદેશને માટે.

નંદનકુમાર—શાબાશ શાબાશ વ્હાલા દેશભક્ત તમારા જેવા સ્વદેશ હિતચિંતકોનો ભારત વર્ષમાં પુનઃ પુનઃ જન્મ થાવ. ભલે તમે સુખેથી રહો તમારી કુશળતા પ્રમાણે તમને કાર્ય સોંપવામાં આવશે. (સિપાઇ પ્રવેશ કરી)

સિપાઇ—મહારાજા કાળાપહાડનો જાસુસ પત્ર લઇ આપની પાસે આવે છે

નંદનકુમાર—ભલે આવવા દે. (દુત આવી પત્ર આપે છે) પત્ર વાંચીને ફાડી નાખે છે. શું એક વિરાંગનાનો પુત્ર પોતાનું વિરત્વ તજી દઇ એક હિચકારા યવન સરદારને નમશે કે? શું ક્ષત્રિય ધર્મ તજી ઝકુ આર્યાવર્તનો રાજા સમરાંગણ તજી જશે કે? એક શૃંગાલના ભૂંકવાથી કેશરીની ગર્જના મંદ પડશે કે? જા તારા સરદારને કહેજે કે તરવારનો જવાબ તરવારથીજ મળશે. પરંતુ આ નંદનકુમાર નહિ નમશે તે નહિજ નમશે હજુ વીર પુત્રોએ કાંઇ હાથમાં ચુડીઓ પ્હેરી નથી.

પ્હેરી નથી હાથમાં ચુડી, અમારા વીર બાળોએ,
તજી નથી સમરભૂમિ, અમારા વીર બાળોએ.

જ્યાં સુધી ક્ષત્રિય ધર્મ જાહોજલાલી ભોગવે છે ત્યાં સુધી તારો સરદાર ઝખ મારે છે.

પ્રભાત—આવ્યો છે કેટે, પણ જાશે બહીલે મ્હોંડે.

દુત—અરે અભિમાની રાજા વિચાર કર કે અમારા સાગર જેવા પાયદળ આગળ તમારા આ આગીયાંઆ જેટલા સૈનિકો શું ધાડ મારવાના છે?

નંદકુમાર—તે જાણવાની તારે અત્યારે જરૂર નથી. બસ જા. તારી શિખામણ તારી પાસે રહેવા દે. તારી શિખામણ સાંભળવા હું માંગતો નથી (સિપાઇ એને ધક્કા મારી બહાર કાઢો. જા તારા સરદારને કહેજે કે લડવાને તૈયાર થા (સિપાઇ ધક્કા મારી બહાર કાઢે છે) સૈન્યાધિપતિ સમરવિજય તથા આર્યકુમાર રણધીરસિંહ તમે ઉભય તમારા સૈન્યનો જમાવ કરી શત્રુને આવતાજ વધાવી લ્યો.

સમરવિજય તથા રણધીરસિંહ—જેવી નાથની આજ્ઞા. (જને જાય છે)

નંદનકુમાર—પ્રધાનજી તથા કોષાધ્યક્ષ ચાલો આપણે પણ સર્વે સાહિત્યની યોજના તપાસી લઇએ.

પ્રધાનજી તથા કોષાધ્યક્ષ—ચાલો. (સર્વનું જવું)

પ્રવેશ ૫ મો સમાપ્ત.

(સીન ૬ નક્કર)

# પ્રવેશ ૬ થો

## ( રણથળ માર્ગ )

( લશ્કરી કવાયત ઇંગ્લીશ હાદરો )

સમરવિજય—શાબાશ શાબાશ રણધિર તમે ખરેખર રણધિરજ છો. મ્હારા બહાદુર સરદારો ચાલો દુર્ગમાં પ્રવેશ કરો યાહોમ કરી શત્રુને આવતાંજ વધાવી લ્યો તમારી ચમકતી ચપળા સમાન સમશેરનો પ્રભાવ શત્રુને દેખાડી ઘણા દિવસથી મ્યાનમાં પડી રહેલી તૃષાતુર પ્યારી વિરાંગનાને દુશ્મનના રક્તથી તૃપ્ત કરો. આવો અમુલ્ય અવસર એકાએક આપણને પ્રાપ્ત થયો છે તેને આપણે સહર્ષ વધાવી લેવો અને આપણે આપણું કર્તવ્ય બજાવી સ્વર્ગનું દ્વાર ખુલ્લું કરવુ જોઇએ બોલો હરહર મહાદેવ વિજય કરો.

સૈનિકો—હરહર મહાદેવ જય અંબે જય અંબે.

પ્રભાત—વિરો આજે આપણે આપણી સ્વતંત્રતાને માટે આ સમરભૂમિમાં એકઠા થયા છીએ આપણી સ્વતંત્રતા આપણી સ્વદેશ ભૂમિના રક્ષણાર્થે અસ્ત્રશસ્ત્ર ધારણ કર્યાં છે. આપણી વિર માતાઓ તથા ભગિનીઓના શિયળ રક્ષણાર્થે આપણે આપણા હથીઆરો ઉઠાવ્યાં છે. વિરો પ્રતિજ્ઞા કરો કે અમે અમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી દેશસેવા, રાજ્ય સેવા અને યવનોના હાથે લુટાવી આર્ય મહિલાઓની શીલ સંપત્તિની રક્ષા કરીશું. કદી સમરભૂમિમાં લડતા મરીશું પણ પાછી પાની નહિ કરીશું એવા સોગંદ લ્યો સ્વદેશ સેવા એજ મુક્તિ, એજ કિર્તિ અને એજ લક્ષ્મિ ગણીશું.

બારોટ—ધન્ય છે, ધન્ય છે. વિરાંગના પૂત્રો ધન્ય છે તમે તમારી સેવા સ્વભૂમિને સમર્પણ કરી નિચ મલેચ્છોને, દુષ્ટ તરકડાઓને હાંકી કાઢો!

જાગો જાગો વિર, ખલકમાં ખાતર પડીઆં.
જાગો જાગો વિર, શત્રુ ઘર આવી અડીયાં.
જાગો જાગો વિર, ખેતર થયા તમ ખાલી,
જાગો જાગો વિર, લાજ શ્રી લુંટાઇ ચાલી,
લાજ શ્રી લુંટાઇ ચાલી. રહેશે નાણું ન કંઇ રોકડું,
કહે કવી મુસલમાન આવ્યું, શેર હાથમાં ધર્યું છે એ બોકડું.
ક્યાં છે તે રણધીર, સમરભૂમિમાં રમનારા,
ક્યાં છે તે કેશરવીર, અજાહલને દમનારા.

કયાં છે તે સમશેર, અરી દળને હરનારી,
કયાં છે તે માતૃધીર, વીરપુત્રોને જણનારી.

કવિત

અરીદળ કાપનાર, શાંતિધીર સ્થાપનાર,
દેશદાઝ જાણનાર, વીરનર કોઇ છે.
ભારત ભૂમિના બાળ, સિંહના બન્યા શિયાળ,
આવ્યો શો કાળ કરાળ, વીર જનેતા મોહ છે.
વીર પ્રસુતી માત આ, ભારતી છે મહા વિખ્યાત,
ક્ષત્રિયકેરી શુભ જાત, ગુલામીમાં મોહી છે.
ઉઠો વીર ધસમસી. ઝટ બાંધો કટી કસી,
બેઠા છો શું હાથ ધસી, સમરદેવી રોઇ છે.

બોલો અંબે માતકી જય. જય જય ભવાનીકી જય. હર હર મહાદેવ વિજય કરો. ( ઇંગ્રીશ કવાયત ) ( સર્વેનું દુર્ગમાં જવું દવાજાનું બંધ થવું ) ( સૈનિકો સહિત આવવું. ) ( કિલ્લાનું મેદાન છાવણી વિગેરે ) (નાચરંગ) બાદ.

પહેરાવાળો—નામદાર કોઇ દુશ્મનકા દુત બહારઆકાર ખડા હૈ વે. આપકી મુલાકાત લેનેકી ખ્વાહીશ રખ્તા હૈ.

કાળોપહાડ—અચ્છા આને દો. ( રણધીર પ્રવેશ કરે છે ) ( સલામ કરી ઉભો રહે છે ) તેરા નામ કયા હૈ ?

પ્રભાત—રણધીરસિંહ.

કાળોપહાડ—તુઝે યહાં આનેકા સબબ ?

પ્રભાત—હું મહાન શકિતમાન રાજા નંદનકુંમારનો દૂત છું. મારા સ્વામિએ મને આ શ્વેતધ્વજા આપી શાંતિની વ્યવસ્થા કરવા માટે મોકલેલો છે અને કહેવાડાવ્યું છે કે પ્રબળ આર્ય સેના સમક્ષ દુર્બળ યવનસેના યુદ્ધ ભૂમિમાં દ્રઢતાથી ટકી શકે તેમ નથીજ તેમજ ક્ષત્રિય વીરો રણમાં કોઇ કાળે પણ પાછી પાની કરે તેમ નથી. હમારી શાસ્ત્રીય ધર્મ યુદ્ધની નીતિ સમીપ તમારા સિપાઇઓની જંગલી લડાયક ચાલ કાંઇ પણ વિસાતમાં નથી. તો પણ એક વિના કારણ ઉપસ્થિત થએલા યુદ્ધમાં પોતાના અમુલ્ય યોધ્ધા અને પ્રજાજનોની વ્યર્થ પ્રાણહાની કરવાનું અને નિર્દોષના શોણિથી ભૂમિને રંગવાનું મહારાજાને યોગ્ય લાગતું નથી. એટલા માટે આશ્વેત પતાકા સાથે મને અહિં મોકલીને મહારાજાએ શાંતિની ઇચ્છા રાખી છે. અને આશા રાખે છે કે તે શાંતિ પરસ્પર સદાને માટે કાયમ રહેશે.

કાળાપહાડ—અય નોજવાન આ સંદેશો ત્હારા રાજાએ પુરો વિચાર કરીને મોકલ્યો હોય એમ દેખાતું નથી. આ કાળાપહાડ પાસેથી જે કોઇ પણ તાબેદારી કબુલ ન કરતાં સુલેહની માગણી કરે છે, તે ગોયા જહાંગીર મુસ્લમાની ઝુંડાની ફતેહમંદીને અપમાનજ આપે છે. માટે એ માંગણીને માંડી વાળી અત્રેથી ચાલ્યો જા.

રણધીર—જે અલ્પ કારણથી આપ યુધ્ધ કરવાને સહઆવધિ નિર્દોષ મનુષ્યના જીવની હાની કરવાને તત્પર થયાછો તેના કરતાં દયાવાન, શુરવીર સેનાધ્યક્ષ? મ્હારા મહારાજાનો સંદેશો વધારે વિચાર વિનાનો તો નથીજ? આપ ભૂલો છો. આપની સ્વાર્થતાથી બંધ થયેલી ચક્ષુના પ્રભાવથી માયાના બંધનો તોડયા વિના મૃગજળ જેવા મિથ્યા બાસતા મોહ નિશામાં ઝુલો છો. સરદાર. સરદાર વિચાર કરો જગત માત્રના પ્રાણીઓની સંભારનાની તુલના કરો શાંતિદાતા શ્રીપતિની આસાનું પાલન કરી નાહક દુઃખી થતા દેશને શાંતિ બક્ષી તે સર્વ વ્યાપિને સંતોષો.

કાળાપહાડ—બસ કર. ઓ બેઅદબ કાસીદ બસ કર ત્હારી નોજુવાનીનું ખીલતું ફુલ મ્હને દયા ઉપજાવે છે ત્હારા મુખથી નિકળેલા આ શબ્દોએ મ્હારા રૂવે રૂવે આગ લગાવી છે. પણ શું કરૂં કે આજે મરી ગયેલી દયા સજીવન થઇ છે (હાથ પછાડીને) ત્હારા પર મ્હને દયા ઉપજે છે, નહિ તો હમણાંજ ત્હારા શોણિતથી મ્હારા કોપાગ્નિને શાંત કરત બસ. ઓ બહાદૂર કાસીદ રણધીરસિંહ તું અહિંથી ચલ્યો જા મ્હારી છાવણીમાંથી બહાર નીકળે કે ત્હારે આપણી વચ્ચે શત્રુતાનો આરંભ થએલો સમજવો આ સર્વ કાર્યભાર ત્હારા વિજય પર અવલંબેલો છે. પરંતુ જો ત્હારા દુર્ભાગ્યથી મ્હારા સૈનિકોના હાથમાં તુંજ સપડાઇ જઇશ તો ત્હને ભયંકર શિક્ષા આપવામાં આવશે બસ હવે ચાલતો થા મ્હારી એકવાર થએલી આજ્ઞા કોઇ કાળે પણ ફરવાની નથી માટે કાંઇપણ બોલવાનો વ્યર્થ પ્રયત્ન કરીશ નહિ!

પ્રભાત—ઓ અભિમાની મદાંધ કુતરા ચિરંજ ધર. સમયનો રંગ ન્યારોજ છે.

કાળાપહાડ—બસ ચુપ કર. (રણધીરસિંહનું જવું.) (કિલ્લા પરથી તોપોના ગોળાનું છુટવું) (લડાઇ) (નંદનકુમારનું કેદ થવું)

ટેબ્લો

પ્રવેશ ૬ ઠો સમાપ્ત.

## પ્રવેશ ૭ મો.

( સ્થળ—માર્ગ )

ન્યાયરત્ન—હા. દૈવ પ્રતિકુળ તો ક્યાંથી હોય આશાના અંકુર વત્સ નિરંજનની દેશાંતરોમાં શોધ કરવા છતાં ક્યાંય પત્તો નથી? અહા? કેવું આશ્ચર્ય! કેવું દૈવ શાસન?

પ્રેમાનંદ—ગુરૂજી ચાલો આપણે કટકમાં બે ત્રણ દિવસ વિશ્રાંતિ લઇ અહિં પણ બંધુ નિરંજનની શોધ કરીશું? દૈવને દેષ દેવાથી કર્તવ્યનું પાલન થશે નહિ?

ન્યાયવન્ત—હા. ચાલો એમજ કરીશું મનુષ્ય પ્રયત્ન કરે છે તો ઇશ્વર ફળ આપે છે. વળી શ્રી જગન્નાથજીના દર્શન પણ કરીશું. માટે ચાલો આપણે આપણું પ્રથમ કર્તવ્ય એજ સંભાળીએ? હા. પણ જુઓ પેલો સ્હામે કયો સાધુ આવે છે?

રમાનંદ—હે નાત. એ તો પેલોજ મદનાનંદજી હોય એમજ લાગે છે? અને વળી સાથે કોઈ રમણી પણ છે.

પ્રેમાનંદ—છે તો એજ.

ન્યાયરત્ન—જુઓ ત્યારે હવે ધીરજ રાખી એ કૌતુક નિહાળો? ( બધા બાજુપર ખસી જાય છે )

( ગાયન )

વારી વારી જાવું મારા મનહર મહારાજ.
તારી સાવરી સુરત જાદુભરી છબિ રાજ.
પ્યારી તું સજ્જને હું ગુલફામ,
રંગીલી જોડી જામી રહી જો ને શી આમ,
રાધેસ્યામની જોડી શી જામી રહી આમ;
ચાલોજી ચાલો અલબેલા. શીરતાજ. વારી.

મદનાનંદજી...પ્યારી ચંદ્રમણી જગન્નાથજી તક આપન આ પહોંચે મગર કુચ્છ વિઘ્ન નહિ આયા. અબ એ રામકીદાસકા પાસા પોબાર હય. અબ સાબે સબ જખમારેગેં.

ચંદ્રમણી—આપની મોહિની તો ઓરજ છે. હું તો તમારા પર ફીદા ફીદા થઇ ગઇ છું.

રમાનંદ—( ચાસન ) કેમ મહારાજ ક્યાં ફરો છો?

મદનાનંદજી—( હાથ પછાડી ) અધધધધ. એ સમુરન કહાંસે આયા?

રમાનંદ—કેમ મહારાજ કંઇ બોલતા નથી? હમારી પર્ણકુટિનું શું કીધું?

મદનાનંદજી—કયા. ઉસકો તો જલા દીઆ.

રમાનંદ—હેં ? જલા દીયા. પધારો ગુરૂજી પર્ણકુટી તો મદનાનંદજી મહારાજના પિતાશ્રી પાસે સ્વર્ગમાં સીધાવી ગઇ. કેમ મહારાજ આ વળી સ્ત્રી કોણ છે એ પણ જરા સાથે સાથે બોલી ધો.

મદનાનંદજી—( માથું ખજવાળતો ) એ.........ઓરત ?

રમાનંદજી—હાં હાં એ ઓરત ત્હમારી બ્હેન છે કેમ ?

ન્યાયરત્ન—અહાહાહા ? ધન્ય છે સાધુ ત્હમારી સાધુતાને હરિ હરિ, આ જમાનો કેવો આવ્યો છે. અરે જોગટા મેં તને વિશ્રાંતિ માટે મ્હારી પર્ણકુટી સોંપી તો તેને પણ તેં આગ લગાડી ? ધિક્કાર છે ત્હમારા જેવા સાધુડાઓને, ધિક્કાર છે ત્હમારા જેવા જોગટાઓને ?

રમાનંદ—( છેડો ઉઘાડી નાંખી ) અહોહો મ્હારી શાણી સુશીલા તમેજ છો કે ? સાધ્વીપણાનો ડોળ કરનારી શંખીણી ત્હને ત્હારા કુળની મર્યાદા પણ આડે ન આવી ?

મદનાનંદજી—અધધધધધ મામલા સબ ખલાસ.

( નંદનકુમારને લઇ કાળો પહાડ આવે છે )

કાળો પહાડ—અહાહા ? શું આશ્ચર્ય ? ગુરૂજી શિષ્યમંડળ સહિત મ્હારી શોધ કરતા અત્રે પધારેલા હોય એવું દિસે છે. લાવ હાલમાં પ્રત્યક્ષ થવાની જરૂર નથી. છાવણી પર ગુરૂજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીશું. અહા ? કેવો પ્રેમ ? વાત્સલ્યતા હોય તો આવીજ હોવી જોઇએ ?

રમાનંદ—ગુરૂજી. આ બે પાપીઓને યોગ્ય નસીઅત આપવાને રાજા નંદનકુમારના દરબારમાં જવુંજ જોઇએ ?

કાળો પહાડ—સિપાઇઓ ? આ સર્વેને પકડી છાવણીમાં હાજર કરો ?

સિપાઇઓ—જયસા નામવરકા ફરમાન ! ( પકડી જાય છે )

## પ્રવેશ ૮ મો.

( સ્થળ-છાવણી ) ( નાચરંગ )

લગા હય દીલ પ્યારોસે, નીભાવોગે તો કયા હોગા.
હમારે કબ્જમેં પ્યારે, સદા રહોગે તો કયા હોગા—લગા હય.
હમીકો ચાહ મીલનેકા, મીલાવોગે તો કયા હોગા,
હુસ્ન અસ્બોકે પ્યાલે ભર, પીલાવોગે તો કયા હોગા—લગા હય.
જરા દિદાર તુમ અપના, દીખાવોગે તો કયા હોગા.

હમ મરતે હય તેરે ગમમેં, જીલાવોગે તો કયા હોગા—લગા હય.
અજબ દિદાર રોશન હય, છીપાવોગે તો કયા હોગા,
ચમન બીચ આનકર મુખડા, દીખાવોગે તો કયા હોગા—લગા હય.

ન્યાયરત્ન—(સક્રોધે) અરે ઓ મદાંધ સરદાર કાળા પહાડ અમોને કયા ગુનાહથી બંધીવાન બનાવવામાં તેં ત્હારી આપ ખુદી સત્તાનું બળ અજમાવ્યું છે?

કાળો પહાડ—મેં મ્હારા હૃદયમાં રહેલી ઉંડામાં ઉંડી સત્તાનું બળ વાપર્યું છે. તેણેજ મ્હને આ શીખવાડયું છે. આપ હવે મ્હારા કેદી થયા છો તે કદાપિ છુટી શકવાના નથી સમજ્યા મહારાજ આ ત્હમારા શિષ્યમંડળની પણ એજ દશા થશે?

ન્યાયરત્ન—કેવો હડહડતો અન્યાય? અરે ઓ જાલીમ સરદાર? ત્હને ત્હારી સત્તાનો અત્યંત મદ ચઢેલો છે. પરંતુ તે નભનાર નથી. ત્હારૂં મૃત્યું નજીકમાંજ છે.

કાળો પહાડ—(હસીને) મ્હોત ને તે વળી મ્હારૂં મોત! અહો? તે કયાં છે હું તેનાથી બિલકુલ ડરતો નથી પરંતુ ખરા જીગરથી ચાહું છું કે ત્હેના મુબારક પગલાં મ્હારે માટે અહિં આવે? પરંતુ હું ત્હેમને તો મ્હારા અધિકાર નીચેજ રાખીશ.

ન્યાયરત્ન—ત્હારો અધિકાર? એક નીચ યવન સરદારનો અધિકાર સહન કરવો તેના કરતાં તો હું મોતનેજ ઉત્તમ ગણીશ પણ સરદાર સમજ! હું સત્યજ કહું છું કે ત્હારૂં મ્હોત નજીકમાંજ છે. હવે માત્ર થોડા દિવસનીજ વાર છે. માટે કાંઇ સુકૃત્ય કરી પાપનો પશ્ચાતાપ કર?

કાળો પહાડ—અવસ્ય હું મ્હારા પાપનો પશ્ચાતાપ કરૂં છું ને કરતો રહીશ? અને વળી તે આ મ્હારા ગુરૂના ચર્ણોમાં? (કાળો પહાડ ગુરૂના ચર્ણમાં આળોટી પડે છે)

ન્યાયરત્ન—હાં હાં સરદાર આશું? ત્હમો મ્હારા ચર્ણોમાં પડી મ્હને અપવિત્ર શા માટે કરો છો?

નિરંજન—હા ગુરુજી હું અપવિત્ર છું. હવે આપના ચર્ણોનો સ્પર્શ કરવાને અધિકારી નથી. હા ગુરુજી વ્હાલા ગુરુજી હું દુઃખી છું. હૃદયથી મુંઝાઉં છું. આપ મને પીછાનતા નથી પણ હું આપને બરાબર પીછાણું છું. તમોજ મ્હારા ગુરુ ન્યાયરત્ન અને હુંજ ત્હમારો શિષ્ય નિરંજન!

ન્યાયરત્ન—કાણુ મ્હારો વ્હાલો શિષ્ય નિરંજન? અહા? શું જોઉં છું? મ્હારા સરળ હૃદયનો પવિત્ર નિરંજન આ દશાને પ્રાપ્ત થયો? હાય અફસોસ?

નિરંજન—ગુરૂજી ગુરૂજી હું અભાગી આ દશાનેજ લાયક છું. વિવેક ભ્રષ્ટ મનુષ્યને છેવટે વિનીપાતજ કરવો રહેલો હોય છે. આપની શુધ્ધ આજ્ઞાનું ઉલ્લંઘન કરી નિષ્ઠુર હૃદયના યવન દરબારમાં ધર્મની રક્ષા અર્થે ફરીઆદ કરવા જતાં મ્હારી આ દશા પ્રાપ્ત થઇ, હા......નિરંજન નામ પલટાઇ કાળાપહાડની પદવી મળી.

( ગાયન )

ઉગારોરે ગુરૂજી હું પડયો છું નર્કને દ્વારે,
ત્રિવિધના તાપથી બળતો નિશદીન તન આરે.

ગુરૂજી—વત્સ નિરંજન શાંત પ્રભુ ત્હારા સવ કૃત્યોની માફી બક્ષો? એવી હું તે પરમ કૃપાળુ પાસે પ્રાર્થના કરૂં છું. તું ત્હારા પાપનો પશ્ચાતાપ કરે છે. તેથી ત્હારા સર્વ અપરાધો તે ક્ષમા કરશેજ પરંતુ આક્રુર અત્યાચારોમાંથી ત્હારો હાથ ઉઠાવી લે? એક હિંદુ ધર્મના ચુસ્ત સહકારીના હાથે આવું પાપ નજ થવું જોઇએ?

નિરંજન—પ્રભુએ રહસ્ય ઘણુંજ ઉંડું છે. તે હું આપને યોગ્ય સમય પ્રાપ્ત થતાં સમજાવીશ? હવે માત્ર આપ મ્હારી સાથે રહો!

ગુરૂજી—મ્હારાથી તેમ બની શકશે નહિ? ત્હારો મેળાપ થયો પરંતુ હજુ મ્હારી પુત્રી ઉષાનો મેળાપ થવો બાકી છે. એટલે હવે હું તેની શોધનો પ્રયત્ન કરીશ?

નિરંજન—હવે ત્હમારે કોઇ પણ જાતની તસ્દી ઉઠાવવાની જરૂર નથી હું બ્હેન ઉષાની શોધ મ્હા માણસો ત્વરાજ ચલાવીશ. ભાઇ નિજાનંદ પ્રેમાનંદ તમે પણ ગુરૂજીની સાથે અહિં સુખેથી નિવાસ કરો?

સર્વ—જેવી બંધુ આજ્ઞા.

નિરંજન—કેમ બંધુ રમાનંદ? તું ઉદાશ દેખાય છે? તેનું કારણ શું?

રમાનંદ—કારણ આપની સમક્ષ ખડું છે હાય? મ્હારી વૃદ્ધ માતાનું શું થયું હશે?

નિરંજન—ગુરૂજી આ રહસ્ય શું છે? તે કાંઇ સમજાવશો કે?

ગુરૂજી—ભાઇ સાંભળ રમાનંદની સ્ત્રી ચંદ્રમણિને લઇ આ સાધુ ન્હાસી આવ્યો છે. એ સાધુને તિર્થાટન કરવા નિકળતી વખતે મ્હેં આપણી પર્ણકુટી એને નિવાસ સ્થાન માટે આપી હતી તેનો પણ એણે નાશ કર્યો છે.

નિરંજન—(ખરાડીને) સિપાઇ એ સાધુડાને મ્હારી પાસે લાવ?

ડેશી રંડાને પણ આમ લાત? ચંદ્રમણી બોલ તું ત્હારો શો ખુલાસો કરવા માગે છે? બોલ ડોશીનું શું કર્યું છે?

ચંદ્રમણી—ડોશીને ગળે ફાંસો દઇ મેં અભાગણીએ મારી નાંખી છે. સાચું કહું તો એ સર્વ આ સાધુડાનાજ પ્રતાપ છે.

નિરંજન—સિપાઇ? આ બંનેને ફાંસીને લાકડે લપટાવી દો? જાવ એકદમ હુકમનો અમલ કરો.

ન્યાયરત્ન—હાં હા પુત્ર અન્યાય થાય છે શાસ્ત્ર પણ કહે છે કે સ્ત્રીનો વધ ન કરવો.

નિરંજન—પણ આ તો રમણી નથી પણ રાક્ષસી છે. માટે એ વધ કરવા અગર તો ફાંસીએ ચઢાવવાનેજ લાયક છે પછી આપ કહો તેમ.

ન્યાયરત્ન—કોઇ પણ રીતે એને મૃત્યુને આધીન કરવી એ ઉચીત છે પણ ફાસી તો નહિજ.

નિરંજન—ત્યારે એને પહાડ પરથી ગબડાવી મુકવી જોઇએ?

ન્યાયરત્ન—ભલે એમ કરો

નિરંજન—સિપાઇ આ સ્ત્રીને પહાડપરથી સમુદ્રમાં ગબડાવી દો અને અને આ સેતાનને અહિં ને અહિં ઠાર કરો! રમાનંદ બોલ તને તારી સ્ત્રીની દયા તો આવતી નથી ના?

રમાનંદ—દયા? આવી કુલટા સ્ત્રીના પર દયા કરવી એ તો સાપને છંછેડીને છોડી દેવા બરોબર છે માટે મ્હારી મરજી મુજબ તો આ શિક્ષા ઘણીજ થોડી છે મ્હારા મત મુજબ તો એને રૂંવે રૂંવે ડહામ દઈ રિબાવી રીબાવીને મારવી જોઈએ.

ચંદ્રમણી—નાથ નાથ મ્હારા પર એક વખત દયા કરી મ્હને ઉગારો? હું આપની સદાની દાસી થઇને રહીશ. મ્હારા આ પાપને માટે હું પસ્તાઉં છું.

રમાનંદ—નહિ. કદાપી નહિ જા તું ત્હારા કર્મના ફળ ભોગવ.

(સિપાઇને ઇશારો કરે છે) (સિપાઇ ખેંચી જાય છે)

ન્યાયરત્ન—અહા? પ્રભુ ત્હારી અપાર લીલાનો કોણ પાર પામી શકે? આવો પુત્રો આપણે જગત નિયતાંની પ્રાર્થના કરીએ, કે જેણે આજે આપણને એકત્ર કરી ગુન્હેગારને યોગ્ય શિક્ષા બક્ષી છે. મહનાનંદજીને ફાંસી)

સીનટ્રાન્સફર.

ચંદ્રમણીને પહાડપરથી સમુદ્રમાં ગબડાવી દે છે

ટેબ્લો

એક બીજો સમાપ્ત.



# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો

( સ્થળ ઘરનું કવર )

સખી ૧લી. (પ્રવેશ કરી) બ્હેન ધીરજ ધર આસા પુરી મા તારી આશા પૂર્ણ કરશે.

ઉષા—સખી ધીરજ તે શી રીતે ધરૂં હું તો ધીરજ હારી પ્રાણુ વલ્લભના દર્શન વિના થઇ છું દુઃખઆરી.

સખી ૧ લીનું ( ગાયન )

ધીરધર ધીરધર ધીરધરરે.
મારી સજની તું ધીરધરરે
ધીરજધારી ભજમોરારી.
સંકટ દેશે વિભુવર નિવારી.
હૃદયનાથ મિલન વિના.
સખીરી હું બેજારી.
કરશે મિલન હૃદયેશ્વનું વ્હાલી સખી
ત્રિપુરારી—ધીર.

બ્હેન જોને સામેથી પંડિતજી પધારે છે.

ઉષા—અને વળી સાથે કોણ છે બ્હેન ?

સખી—એ તો પેલા ચક્રધર કાકા

ઉષા—એ તે વળી કેમ આવ્યા હશે ? કોઇ દિવસ આવે નહિ ને નક્કી આજે કાંઇ ગુપ્તમંત્રણા હોવી જોઇએ માટે ચાલ આપણે છુપાઇ સાંભળીએ. ( છુપાય છે)

કળાબુદ્ધ—( પ્રવેશ કરી ) કેમ ચક્રધર સાંભળ્યું કે ? પેલા નવિન પ્રવાસીએ કહેલા સમાચાર ?

ચક્રધર—હા ભાઇ સાંભળ્યા તો ખરા પણ તેનું કરવું શું ? તેનો કાંઇ વિચાર કર્યો છે કે ?

કળાબુદ્ધ—શું કરીએ ભાઇ કયાં જઇએ ? આપણું ભાવિજ ભુંડું છે. તો પછી થવાનું શું છે. જુઓને રાજાનંદનકુમારની ઓથ હતી તે પણ તૂટી પડી શ્રી જગદીશ્વર પોતે પોતાનું રક્ષણ કરે એટલે બસ.

ચક્રધર—શું કરીએ ? આ'વા કા પુરૂષોના વાકો તમારા મૂખમાંથી કયાંથી ? અરે ? આ હિંદ પુત્રોના શબ્દ કોષમાં પણ કયાં-

થીજ હોય? શું તમે ચુડીઓ પેહરી છે? કાયર પણના વાટકો વહીને માતૃભૂમિને લાંછન લગાડો છો શું અહિંના પંડયાઓએ હિચકારાપણું ધારણ કર્યું છે? નક્કી આજે આપણે આપણા દેશને ખાતર, આપણા ધર્મને ખાતર ને આપણા સ્વમાનને જાળવવાને ખાતર આજે આપણે દેશદ્રોહી કાળાપહાડની સામે ઉન્નતમસ્તકે પ્રાણ અર્પવાને સામી છાતીએ બહાર પડવું જોઇએ નહિ કે કાયર થઇને ઘરમાં બેસી રહેવું.

હળાયુધ—ધારોકે આપણે લડવાનો નિશ્ચય કરી નાહકનું માનવ રક્ત વહેવડાવવું એ યોગ્ય નથી અને વળી તેમાં પણ પુરીના બધા પંડયાઓ પોતાનું આત્મ બળિદાન દેવા તત્પર થશે ખરા કે!

ચક્રધર—કેમ નહિ થાય પોતાના ધર્મની દેશની, સ્વતંતાની ખાતર પોતાની જાતની કુરબાની નહી કરશે તો શું કુતરાઓ કુરબાની આપશે. કદાપીનહિ હું આશાવાદી છું અને ખાત્રીથી કહું છું કે તેઓ બધા એકે મતે આ પ્રસંગને વધાવી લેશે.

હળાયુદ્ધ—બોલાવો ત્યારે પુરીના પંડયાઓની પંચ અને કરો સમરાંગણનો પ્રારભ (હળાયુદ્ધ મિશ્ર જાય છે)

પ્રભાત—(પ્રવેશ કરી) રંગ છે ભારત પુત્રો રંગ છે.

ધન્ય ધન્ય જનુની તેની, જેણે સ્વદેશસેવા કીધી,
ધન્ય ધન્ય જનુની તેની, જેણે દેશ ફકીરી લીધી.
ધન્ય ધન્ય જનુની તેની, જેણે ભારત ચર્ણ પખાળ્યા,
ધન્ય ધન્ય જનુની તેની, જેણે ત્રાસ જુલ્મીના ખાળ્યા.
ત્રાસ જુલ્મીના ખાળ્યા, પરાધિનતા પુંઠગ કાઢી,
જાગોને ઝટ વીરા અવસર આવે ન આવો દાડી.

પંચ—જય જગન્નાથજીનો જય. જય ભારત માતનો જય.

ગાયન.

## જય ભારત.

જય ભારત જય દેશ

અમર લોક આ તળ ભૂતળ પર પવિત્ર પુણ્ય પ્રદેશ,
તુજ ગુણ ગાયક છે જગ નાયક નટવર શેષ મહેશ;
જય ભારત જય દેશ.
દાની જ્ઞાની વિજ્ઞાની તવ તુજ યોગીજન યોગેશ
અજય અડગ વીર બાહુબળી નર ધનુર્ધારી પરમેશ;

સ્વાર્થ ત્યાગી પરમાર્થી જન જે હરનારા દુઃખ ક્લેશ,
જગ વંદન તું જગદ્‌ગુરૂ છે ચુમે ચરણ સુરેશ;
તુજ હૃદય પર જન્મ ધરે છે
પ્રેમ ધરી પરમેશ.
જય ભારત જય દેશ.

તું રક્ષક પોષક સુખ કરતા વિધ વિધ રસ ભંડાર,
સાધન ધન સંપત સિદ્ધીપર તારો છે અધીકાર;
જગ જીવન જીવનદાતા તું અખિલ વિશ્વ આધાર.
જગ ભિક્ષુક છે તારી પાસે તુંજ ખરો દાતાર.
અહિંસાના આદ્ય દેવતા
છે તુજને આદેશ.
જય ભારત જય દેશ.

## પ્રવેશ ૨ જો.

સ્થળ—જગન્નાથજીનું મંદિર.

પાત્રો—રણુધિર, નિરંજન, પુંજારિઓ, સિપાઇઓ વિગેરે.

આરતી.

જય કમળા સ્વામી પ્રભુ જય કમળા સ્વામી;
જગન્નાથજી સ્વામી (૨) વિભુ વર બહુ નામિ. જય.
ભિન્ન ભિન્ન રૂપ ધરેલ, ભક્તો ભય હરવા પ્રભુ.
પ્રતાપ પ્રસંગો પ્રભુ તવ, (૨) જગનું જય કરવા. જય.
સુંદર રૂપ સ્વરૂપ, પ્રભુ અમને પ્યારૂં, પ્રભુ.
દર્શન કરવા નિત્યે, (૨) મન દોડે મારૂં. જય
ગાયે ગુણ અપાર. શુક શૌનક આદી, પ્રભુ.
મહિમા મહિમાં મોટો, (૨) સેવે બ્રહ્માદી. જય.
ગરૂડાસન પર દેવ, શોભો સુખરાશી. પ્રભુ
સહાય સર્વની કરવા, (૨) તત્પર અવિનાશી. જય

પુજારી—જયશ્રી જગન્નાથજીનો જય ? (લડાઇના વાજીંત્ર વગાડે છે)
સર્વે શમશેર ખેંચી સાવધ થઇને ઉભા રહે છે.

નિરંજન તથા સૈનીકો દાખલ થાય છે.

નિરંજન—(પ્રવેશી) કોણુ રણુધિર ?
રણુધિર—.........હા તેજ કાતિલ તિર.
નિરંજન—ચાલ તૈયાર.
રણુધિર—હોંશિયાર. (લડાઇ શરૂ થાય છે નિરંજન ઘવાય છે. રણુધિર પકડાય છે )

ટબ્લો.

## પ્રવેશ ત્રીજો.

પાત્રોઃ ઉષા સખી રણધિર સૈનિકો વીગેરે.

( રણધિરને કેદી રૂપમાં સૈનિકો લઇ પ્રવેશ કરે છે. )

રણધિર—અફસોસ ! ભારતનું ભાવી ઉદયાચળેથી અષ્ટાચળે સિધાવી ગયું છે યવનોના પાદ પ્રહારે દળીત થવા સરજાયું છે. હા ભારતના ઉદ્યાનમાં વિહાર કરનાર વિશ્વવિહારી. કૃષ્ણ મોરારી તમારા પવિત્ર પગલાંથી પાવન થઇ રહેલી, ભારત ભૂમિની આ શી દશા થઇ રહી છે ! જુઓ જુઓ ઓ આકાશના દેવતાઓ–નક્ષત્ર મંડળો આ ભારત ભૂમિની શી દશા થઇ રહી છે. હે રામચંદ્ર કયાં ગઇ તમારી તે રાવણને હણનારી શક્તિ ? કયાં ગયાં તે કૃષ્ણના કંશ, જરાસંધાદિ દૈત્યને હણનારા પરાક્રમો. જાગો જાગો ઘોર નિદ્રામાં પોઢેલાં દેવતાઓ જાગો. તમારી પ્રાચીન આ વેદભૂમિની શી દુર્દશા થાય છે તે જાગો અને જુઓ !

સૈનિક—અબે ચલ એ કયા કટકટ કર રહા હૈ વો તો સબ ગયે ઓર તુમ ભી ઉનકે સાથ કલ દુરજમેં પહોંચ જાવ.

રણધીર—હા ચાલો યદ્ ભાવિ તદ્ ભવિષ્યતિ (જવાની તૈયારી)

( ઉષા પ્રવેશ કરે છે )

ઉષા—અરે ઉભા રહો-મારા પ્રાણાધાર, મારા હૈયાહાર, મારા જીવનાધારને તમે આજ કયાં ઘસડી જાઓ છો મુજ અભાગીનીની દયા લાવી મારા સૌભાગ્ય દિપકને બંધનમુકત કરી મને ભિક્ષા આપો ( સૈનિક પ્રત્યે ) કેમ ભાઇ બોલતા નથી ? તમને શું મારી દયા નથી આવતી હું નિરાધાર છું તો શું મારા આધારને દયાહિન થઇ ઝુંટાવી જશો. શું તમે પેલા પાપાત્મા કાળા પહાડના હાથમાં મારા નેત્રમણિને સોંપી દેશો હાય તે કાળોનાગ મારા જીવનને નષ્ટ કરશે હે ભાઈ દયા કરી મારા પ્રાણેશને છોડી દો હું તમારે પગે પડું છું, કરગરૂં છું અને જીવન ભિક્ષા માંગુ છું.

સૈનિક—( લાચારીથી ) બ્હેન હમારાથી કાંઇ પણ બની શકે એમ નથી તારી ઇચ્છા હોય તો તું પણ તારા શોહર સાથે ચાલ અને કાળાપહાડને વીનવી જો કદાચ તેનું પાષાણ હૃદય પીગળે તો;

ઉષા—ચાલો ત્યારે ? અબળાના આર્ત નાદથી શું નથી બની શકતું.

( સર્વનું જવું ) પ્રવેશ ત્રીજો સમાપ્ત.

## પ્રવેશ ૪થો.

### સ્થળ—છાવણી.

**પાત્રો**—નિરંજન, નજીરન્નિસા, પ્રભાત, ઉષા, ન્યાયરત્ન, લાલાસુલભમિશ્ર, નંદનકુમાર, સિપાઇઓ વારાંગનાઓ વિગેરે.

[ નિરંજન બિછાનાવશ ]

ગાયન.

વારાંગના—લગા હય દીલ પ્યારોસે, નીભાવોગે તો કયા હોગા.
હમારે કલ્બમેં પ્યારે, સદા રહોગે તો કયા હોગા—લગાહય.
હમીકો ચાહ મીલનેકી, મીલાવોગે તો કયા હોગા
હુસ્ન ચશ્મો કે પ્યાલે ભર, પીલાવોગે તો કયા હોગા—લગાહય.
જરા દિદાર તુમ અપના, દીખાવોગે તો કયા હોગા.
હમ મરતે હય તેરે ગમમેં જીલાવોગે તો કયા હોગા—લગાહય.
અજબ દિદાર રોશન હય, છીપાવોગે તો કયા હોગા.
ચમન બીચ આનકર મુખડા, દીખાવોગે તો કયા હોગા—લગાહય.

[ નાચરંગ ખલાસ થયા બાદ ]

નિરંજન—સિપાઇ !

સિપાઇ—જી. હજુર !

નિરંજન—કયદી રાજા નંદનકુમારકો હાઝીર કરો !

સિપાઇ——બહોત ખૂબ !

[રાજા નંદનકુમારને બંદીવાન વેષે લાવવામાં આવે છે.]

નંદનકુમાર—હા ભારત ? હારૂં ભાવિ અસ્તાચળે સિધાવી ગયું છે.
કુસંપના કળિથી નિજ ઘર છવાઈ ગયું છે.

નિરંજન—રાજા નંદકુમાર ! તમારા રાજપૂતો બંગાલના શિયાળ કેમ બની ગયા ? શું તમારૂં ક્ષાત્રતેજ એક કાળાપહાડને મહાત ન કરી શકયું, તો પછી ભવિષ્યની મહાન વિશ્વવિજેતા પરદેશીઓને આ આર્યાવર્તના ક્ષત્રિયો શું કરી શકશે ?

નંદનકુમાર—મહાશય ? આપનું કહેવું યથાર્થ છે પરંતુ ભારતનું ભાવિજ એવું છે, તો પછી અન્ય એકાદ સ્વદેશભક્ત પોતાનું વતન કેમ સંભાળી શકે ? “ ઘર ફુટે ઘર જાય ” એ સુત્રાનુસાર આજે તો કુસંપજ કયાં જંપવા દે છે ? તો પછી સ્વદેશભકિત, સ્વદેશસેવા અને સ્વમાન જાળવવાની તો વાતજ શી ?

નિરંજન—સત્ય છે, રાજા નંદકુમાર હું આપને દુઃખી કરવા નથી ઇચ્છતો, તેમજ પ્રજા મને જે પ્રમાણે ક્રૂર ગણે છે તે પ્રમાણે હું આપની સાથે વર્તવા ઇરાદો રાખતો નથી. પરંતુ આપ બંગાળાના પાદશાહ સુલયમાનની હકુમત સ્વિકારો ને સમય વિચારો ! મ્હારો ઉદ્દેશ આજે ગુરૂજી તેમજ આપની સમક્ષ હું નિદિત કરીશ, પરંતુ આપે આપની સ્વદેશ પ્રત્યેની પૂજ્ય ભક્તિ ઉજ્વળ રાખી છે, એ માટે હું આપને અભિનન્દન આપું છું.

નંદનકુમાર—હું આપશ્રીનો આભાર માનું છું.

નિરંજન—[સિપાઇ પ્રત્યે] દૂસરે કયદીકો હાઝર કરો !

[ પ્રભાતને બંધન દશામાં લાવે છે ]

ન્યાયરત્ન—હા ! નવીન પ્રવાસી !

[ ઉષા કલ્પાંત કરતી પ્રવેશ કરે છે ]

ઉષા—બચાવો ! બચાવો ! મારો પ્રાણેશ ! ક્રૂર રાક્ષસોના હાથથી બચાવો ! મારો નાથ જાય છે ! પાપીના કોપનો ભોગ થાય છે ! હાય ! કોઇ બચાવો ! મારો પ્રભુ !

[ મૂર્છાગત થાય છે ]

[ હલા યુદ્ધ મિશ્ર પ્રવેશ ]

[ નઝરૂન્નિસા ઉષાની સારવાર કરે છે ]

નઝરૂન્નિસા—હા-તેજ ! તેજ ! એ નવીન પ્રવાસી ! જેણે મારૂં રક્ષણ કર્યું છે.

[ ઉષા સાવધ થાય છે ]

બ્હેન ! ધીરજ ધર ! ત્હારા નાથ નિર્ભય છે.

ઉષા—તો હું આપની જન્મોજન્મની આભારી થઇશ.

નિરંજન—કેમ રણધીર ! શું થાય છે ?

પ્રભાત !—ભારતનું ભાવિ ભુંડું જણાય છે. દુષ્ટોનો પાસો સબળ થાય છે.

નિરંજ—રણધિર હવે તું મ્હારા હાથમાં સપડાયો છું, બોલ ત્હને શી શિક્ષા કરૂં ? આજે તને મોતને સ્વાધીન કરવો છે.

પ્રભાત—સરદાર ! આમ સિંહને પાંજરામાં પૂરી ઇન્સાફનો ડોળ કરવો છોડી દો ! સત્તાના મદને મોઢી દો. આહ ! આપો

એક સમશેર ! ને કરો હાથ મુકાબલો. એજ આપણુ બંનેનો ઇન્સાફ આપશે.

નિરંજન—હું એવો મુર્ખ નથી કે તને છૂટો કરૂં. હા ! પણ તારી જુવાની પર કદાચ દયા ઉપજે તો......પરન્તુ તું કહે...... ખરો રાજપૂત અથવા આ દેશનો વતની નથી, એમ મને ભાસે છે. માટે તારી હકીકત મને જાહેર કર, મારા અધિરા બનેલા હૃદયને શાંત કર !

પ્રભાત—જાહેર કરવાથી શું લાભ ? [સ્વગત] આજ મારો બંધુ નિરંજન હોય તો ? અવાજ પણ તેના સરખો છે. [પ્રકાશ] આપની ઇચ્છામાં આવે તે શિક્ષા કરો, આ વિશ્વમાં હું એકલવાયોજ છું. મારૂં જીવન પણ હવે ખારૂં છે, બંધુની બેલ વિના નકામું છે.

ન્યાયરત્ન—[આશ્ચર્યતાથી બોલી ઉઠે છે] કોણ ! પુત્ર પ્રભાત ?

પ્રભાત—હા ! હતભાગી ! ભ્રાતૃવિયોગી કમભાગ્ય !

નિરંજન—[છલંગ મારી નીચે ઉતરી] કોણ ? મારો વ્હાલો બંધુ પ્રભાત ?

પ્રભાત—હા ભ્રાત ! નિરંજન ! રામવિયોગી ભરત જેવું જીવન ગાળનાર તેજ નિરાધાર પ્રભાત !

[ભેટે છે.]

નિરંજન—[સિપાઇ પ્રતિ] સિપાઇઓ ? એને બંધન મુક્ત કરો ! બંધુ...તું અહીં કયાંથી !

પ્રભાત—તમારા પ્રેમના પરિતાપના પ્રભાવથી હું આપની શોધમાં નિકળ્યો હતો, પણ આપે આ શું કર્યું ? ખાનદાનકુલને કલંક લગાડી યવન સેવા સ્વિકારી, દેશદ્રોહનાં કાર્ય કરી રહ્યા છો. મ્હારો બંધુ નિરંજન આવોજ થાય તો પછી આ જીવન નકામુ છે. બંધુ ! તમે આપણો સર્વનાશ કર્યો છે.

નિરંજન—હા ભાઈ હું પાપી છું ! દુષ્ટ છું ! દેશદ્રોહી છું, મેં સર્વનાશ કર્યો છે. અને આપણા ભારતનો ભાનુ અસ્તાચળે ઉતાર્યો છે, પરન્તુ એમાં દોષ મા'રો નથી પણ ભાવિનો છે. કુસંપનો છે. મ્હારો ઉદ્દેશ દેશમાં વિદ્રોહ ઉત્પન્ન કરી સલ્તનતને ઉંધી વાળવાનો હતો, પણ કમનસીબ ઘરઘરની ફુટથીજ પરાધીન થતા જાય છે, થયા છે, ને થશે. હું હવે

આ બિમારીમાંથી ફરી પાછો ઉઠવાનો નથી ને અન્ન કામ કરવાનો નથીઃ—

હવે મ્હારી આ અંતીમ સમયનીજ માંદગી છે. ત્હારા પવિત્ર હાથથી થયેલો જખ્મ અને જગન્નાથજીના ચરણોમાં થયેલું આ બીમાર જીવન ટકવાનું નથી અને મ્હને હવે આ ક્ષુદ્ર જીવન પર પ્રેમ પણ નથી. ગુલામીની દશામાં જીવવા કરતાં સ્વતંત્ર દશામાં મૃત્યુને આલિંગવું હું વધુ પસંદ કરૂં છું અને તે પણ આજ જગ્યાએ. બંધુ! મ્હારા વ્હાલા બંધુ! મ્હારા પ્યારા સહોદર! મ્હારા મૃત્યુબાદ તું મ્હને કદી કદી સંભારજે.

[ગાયન]

દેશભક્ત મમ બંધુ પ્યારા, મુજને કદીએ સંભારજે,
આ હત્ ભાંગીને સંભારજે, દુર્ભાગીને સંભારજે,
સ્વદેશહિત ચિંતક વીરા સેવકતમ પગલે ચાલશે,
ભારતી મંદીર અનુપમ ભારતરત્નો સૌ ઉજવાળશે.
એક દીન એવો આવશે, નવચેતન પ્રકટાવશે.........દેશ.
હિન્દપુત્રો એક થઈ સામ્રાજ્ય આ નિભાવશે,
એક વૃક્ષનાં ફુલડાં સૌ છે એવું આલમને બતલાવશે.
એક દીન એવો આવશે—નવજીવન—પ્રકટાવશે......

દેશભક્ત મમ બંધુ......

---

ન્યાયરત્ન—હા! આ બાળાને જોઇ મારૂં મન કેમ આકૃષાય છે. મ્હારી પુત્રી ગૌરી પણ એ બાળાની ઉમ્મરનીજ અત્યારે થઈ હોવી જોઇએ.

નિરંજન—વીરા પ્રભાત! આ બાળા કોણ છે? શું ત્હેં ત્હારા લગ્ન આ બાળા વેરે કર્યા છે કે શું?

પ્રભાક—બંધુ! લગ્નસંબંધ યથાવિધિ થયો નથી પરન્તુ એના પાલક પિતાની અમારા પ્રત્યે સહાનુભૂતિ મળી છે. હવે આપની સમ્મતિ મળતાંજ એ કાર્ય પરિપૂર્ણ થશે એમ આશા છે.

નિરંજન—એના પાલક પિતા કોણ છે?

પ્રભાત—આપ સમક્ષ ઉભેલ. આ હલાયુદ્ધમિશ્ર છે. તો એને આપ પૂછી જ્ઞાતા થાઓ.

નિરંજન—મહાશય ! આ બાળાને આપે પાળી પોષી મોટી કરી છે, તો આપ એના કૂળ વિષે અન્ય કંઈ માહિતી ધરાવો છો ખરા ? જો હરકત ન હોય તો કૃપા કરી જણાવશો.

હલાયુદ્ધ—શ્રીમાન્ ! એ બાળા બ્રહ્મકુળમાં અવતરેલી છે. ઉચ્ચ કુળની પાત્રતાવાળી છે. એની માતા અમોને જ્યારે મરી ગઈ ત્યારે ગયાજીમાં પાંચ વરસની સોંપી ગઇ હતી. વધુ ખુલાસો એની કોટે બંધાયલું માંડળીયું કરશે,

[ માંદળીયું છોડી વાંચી જોતાં આશ્ચર્યા વધીમાં ગર્ક. ]

નિરંજન—ગુરુજી ? પત્રિકા વાંચો. આપની શોધ અહીંયા પૂર્ણ થાય છે. એજ આપની ગુમ થયેલી પુત્રી ગૌરી. [કાગળ વાંચીને]

ન્યાય—હા બરાબર ! આવ.....પુત્રી......ગૌરી **दीर्घायुषोभव !**

ઉમા—પિતાજી વંદન કરું છું.

[ પિતા—પુત્રીનું સપ્રેમ મીલન ને ભેટ ]

નિરંજન—અહા ! ધન્ય દિવસ કે સર્વ ક્ષેમકુશળ લાંબા વખતે મળ્યા. હે ઇશ્વર ! ત્હારો કેટલો બધો ઉપકાર !

[ સિપાઈ પ્રત્યે ]

સિપાઇ ! આજની આ ખુશાલીને અંગે જે કોઈ આપણી સાથે કેદીઓ છે, તેને બંધન મૂક્ત કરી દો. અને ગુરૂવર્ય ! આપની અનુમતિ હોય તો લગ્ન સમારંભ ઉજવી લઇએ.

ન્યાયરત્ન—પુત્ર ! ત્હારી ઇચ્છા એજ મ્હારી ઇચ્છા !

નિરંજન—જાવ-જગન્નાથપુરીની નારીઓને વિનય પૂર્વક મંગળ ગીતો ગાવા, તથા હલાયુદ્ધ મિશ્રાને ત્યાં નગરજનોને મિષ્ટાન્ન પાણી જમાડવાની વ્યવસ્થા કરો. પ્રભુ સત્યેન્દ્ર આપજ આ કાર્ય કરશો કે ?

સત્યેન્દ્ર—અવસ્ય-એમજ થવું જોઇએ.

[સેવકો જાય છે-સ્ત્રીઓ મંગળ ગીતો ગાતી પ્રવેશે છે. નજીરૂભિ વેશમાં ઘેલી થઈ ફરે છે.]

[ ન્યાયરત્નના હાથે ઉમા—પ્રદ્યુમ્નનો હસ્તમેળાપ ]

[ મંગળાશિખ સાથે છેવટ ]

આનંદ આનંદ

## પ્રવેશ ૫ મો.

### ( સ્થળ પ્રભાત તથા ઉષાનું રંગભુવનનું કવર. )

[ પ્રભાત તથા ઉષા પ્રવેશ કર્તા ]

**ગાયન.**

અવનવા જીવનના ભેદ ભણાવો મ્હારા ભોળા ભરથાર
રસીક સલુણી લ્હેલ્યોને અણમુલાં આ જીવનની લ્હાણુ. અવ.
ફરી પ્રીતમ પ્રેમ ઘેલી, અરે વાહ અરે વાહ નવેલી
થયાં જીવન જીવના બેલી, હું વૃક્ષ અને તું વેલી
આલિંગન દઉં વૃક્ષરાજને વારંવાર મારી નૌકા ઉતારો પાર અવ.

પ્રભાત—પ્રીયે આજે આપણા હૃદયના અવનવા ઉમળકાઓ અને એકમેકની જીવન સરિતાના અમૃત ઝરણાંનાં ઓઘના પ્રારંભ થાય છે, ધન્ય છે વિશ્વપિતાને કે આપણા હૃદયની ગ્રંથી ગુંથી એકમેકના બેલી બનાવ્યા છે, અને તે પરિપૂર્ણ કરવા આપણને તે જગપિતા સમર્થ બનાવે એજ પ્રાર્થના ?

ઉષા—હા પ્રભુ એ તાત એવું બળ આપે એમ હું પણ ઇચ્છું છું, પરંતુ વહાલા વડીલ બંધુની તબીયત વિષે કંઇ સમાચાર મળ્યા ?

પ્રભાત—પ્રિયે સમાચાર મેળવવા માણસ ગયેલો છે, તે હમણાજ આવશે [ઉષા નેપથ્ય તરફ નિહાળી]

ઉષા—સાંભળતાંજ સામેથી આવી લાગ્યો, [સેવક પ્રત્યે] કેમ ભાઇ શું સમાચાર ?

સેવક—પ્રભુ હવે છેલ્લી ઘડીઓજ ચાલે છે [બીજો દૂત પ્રવેશ કરે છે]

પ્રભાત—કેમ ભાઇ તું આટલો બધો ગભરાયેલો દેખાય છે જે હોય તે ખુશીથી કહે.

દૂત—શું કહું પ્રભુ મારી જીભ ઉપડતી નથી (પ્રભાત અધીરાઇથી].

પ્રભાત—કહે કહે મારા વહાલા બંધુના શા સમાચાર છે.

દૂત—તેઓની સંસારની લીલા સમાપ્ત થઇ છે, અને સાથે નજીરૂન્નિસાએ પણ આત્મઘાતથી આ ફાની દુનિઆ છોડી છે.

પ્રભાત—હાય ! વહાલા બંધુ તથા માતૃ સમાન દેવી નજીરૂન્નિસા તમે સર્વ અમોને ભવઅરણ્યમાં રખડતાં છોડી ચાલ્યા ગયા. હા સતી પતિ વીના જીવન કેવી રીતે નિભાવી શકે તેનો તમે આ સચ્ચોટ દાખલો પૂર્યો છે ધન્ય છે દેવી ! ધન્ય છે સતિ ! પ્રિય ચાલો છેલ્લાં વહાલાંઓ દિદારનાં દર્શન કરીએ. [ સર્વનું જવું. ]

[પ્રવેશ સમાપ્ત.]

## પ્રવેશ ૬ ઠો.

### [સ્થળ કબ્રસ્તાન બદલાઇને સ્વર્ગનો દેખાવ]

[નિરંજન તથા નજીરૂન્નિસાના સગાઓ તથા સ્નેહીઓ કબર ઉપર ફુલ ચઢાવવા આવતાં જતાંનો દેખાવ, સર્વના જવાબાદ બંસીનાદ સાથે મીનનું તથા કબરનું પલટાવું, વૈકુંઠમાં શ્રી કૃષ્ણનું રાધિકાજી સાથે હીંડોળે ઝુલતાં, બંસી વગાડતાં દેખાવુ અને નિરંજન તથા નજીરૂન્નિસાનું દર્શન કરી કૃતાર્થ થવું.]

બન્ને—જય જય પ્રભુ. જય શ્યામ. સુંદર બંસીધર નટવર જય.

નિરંજન—परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुष शाश्वत दिव्यमादिदेवमजं विभुम् ॥

[અર્થઃ—પરમ બ્રહ્મ, પરમ ધામ, પરમ પવિત્ર પુરુષ સદાકાળ રહેવાવાળા દેવતાઇ સૌથી પહેલા જન્મેલા નહિ એવા દેવ, આપને નમસ્કાર હો.]

मूकं करोति वाचालम् पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

[જેની કૃપા મુગાઓને બોલતા કરે છે તથા લંગડાઓને પર્વત ઓળંગાવે છે. એવા મોટા આનંદને આપવાવાળા માધવને હું નમું છું.]

હે પ્રભુ ! હે દીન બંધુ ! ભક્ત વત્સલ. મને કયા પુણ્યે કરી આપનાં દર્શન પ્રાપ્ત થયાં. હું અબુદ્ધ અઘોર પાપ કર્મનો કરવાવાળો આપના ચરણને શી રીતે પામ્યો ? આ અઘોર પાપીને આપે કૃપા કરી ઓધાર્યો છે. હે નાથ ! આપ ખરેખર પરમ દયાળુ છો. [નિરંજન સ્તુતિ કરતો ઢળી પડે છે કૃષ્ણ તેને ઉપાડે છે.]

શ્રીકૃષ્ણઃ—વત્સ ! ઉઠ ! તું ખરેખર મારા ધામને પામવા સમર્થ હતો, કારણકે તેં તારો ધર્મ રાજીખુશીથી છોડયો ન હતો તેમજ નજીરૂન્નિસાએ તને ભ્રષ્ટ કર્યો પરંતુ તેણે સતીધર્મ પાળી તેના

જીવનનો શણગાયું છે અને તેના પુણ્યે કરી તારા હજારો હજાર પાપ દૂર થયા છે. [રાધિકા પ્રત્યે] દેવી પુત્રી નજીરુન્નિસાનો સત્કાર કરો.

રાધિકાઃ--પુત્રી આમ આવ અહિં બેસ ? [એમ કહી પોતાની પાસે બેસાડે છે.]

નિરંજનઃ—પ્રભ ! હું તો નર્કનોજ અધિકારી છુ. મારાં અસંખ્ય કુકૃત્યો મારી નજર સમક્ષ ખડાં થાય છે. આપો, આપો, પ્રભુ તેની શિક્ષા મને અવશ્ય આપો હુ તે ખુશીથી સ્વીકારી લઇશ.

શ્રીકૃષ્ણઃ—પુત્ર એમા તારો દોષ નથી પણ ભાવિનોજ તેં જે કંઇ કર્યું છે તે ન્યાયસર કર્યું હતું તારા ઉદ્દેશો ઉત્તમ હતા પરતુ જેવુ જેને માટે નિર્માણ થએલું હોય છે તેવુંજ થાય છે, એમા કર્તા શું કરે. એ સર્વ કર્મનો પ્રભાવ છે

નિરંજન—અહો ! અહો ! તો નાથ આ ભારત વર્ષનું ભાવિ કેવુ છે કે તે આજે આ અંધાગતીને આધીન થઇ રહ્યુ છે.

आनन्द कन्द ! निरुपाधि दयाद्रनेत्रान्
विन्यस्यति त्वमिति वेद विदो वदन्ति ।
हा ! तत्कुत: प्रबल दुःख दवानलेन
संदह्य ते त्वपदि भारत वर्ष मीश ? ॥

(હે આનંદ કન્દ, હે આનન્દને આપવાવાળા વેદને જાણવા વાળા એવા વિદ્વાનો કહે છે કે, આપ સહજ દયાળુ છો આપના નેત્રોમા જે છે તે દયા ભરી છે અને આપ ઉપાધિ રહિત એવી દયા દૃષ્ટિ સર્વ ઉપર રાખો છો, તો પછી, ઇશ ! આ સમયની અંદર ભારત વર્ષ શા કરણને લઇને પ્રબલ દુઃખાબ્ધિમાં દગ્ધ રહ્યું છે તે કૃપા કરી બતાવો તો ખરા.)

त्वं कि वृथैव तव कारुणि कत्थ मीश
वेदास्तथा मुनिवराः परितो वदन्ति ? ।
नोचेद्दयासदान ? सान्द्र कटाक्ष पातैः
श्री भारतं पतित मुद्धियसे कुतोन ? ॥

[હે ઇશ ! હે કરૂણાનિધિ ! ત્યારે વેદ અને મુનિવરો, આપની દયાળુતા વિષેની જુઠીજ પ્રશંસા કરી રહ્યા છે કે શું ? શું આપ કરૂણામય નથી ? હે પ્રભુ ! હે પરમાત્મન્ ! જો તેમ ન હોય તો આપ કે જે દયાનું સ્વરૂપ છો તે શા કારણને લઇને આપના કૃપા કટાક્ષથી આ પતિત ભારતનો ઉદ્ધાર કરતા નથી ?

यां भीरताय धरणी बहु धान्य युक्तां
सर्वोपि काञ्चनमयी मनुतेस्म लोकः ।
तत्राद्य मुष्टि चणकामपि नाप्नुवन्तो
हा ! मद्य तैलमपि तेन जना लभन्ते ॥

[ આ ભારતભૂમિ કે જેને સર્વ લોક ધન ધાન્યથી પરિપૂર્ણ અને સોનાની ખાણ સ્વરુપ માનતા હતા તે ધન ધાન્યથી પરિપૂર્ણ અને સુવર્ણની ખાણ એવી ભારતભૂમિમાં આજે એક મઠી ચણા સારુ સેંકડો અને હજારો દુર્ભિક્ષથી પીડાયલા મનુષ્યો અન્ન વિના મરણને શરણ થાય છે ! ]

रत्नो पलाय विनिर्गत सान्द्ररोची:
स्तोमैरदोषि भवनेन पुरा हि येषाम् !
मद्य स्वभावितु गलितान्य कारं
हा ! अद्य तैलमपि तेन जना लभन्ते ॥

[ કોઇ સમયને વિષે જેઓનાં ઘર રત્નમય દીપકોથી પ્રકાશમાન થતાં હતાં, હાય હાય ! તેજ ઘરમાંનો અંધકાર દૂર કરવાને આજે એક ફુટી બદામનું તેલ મલતું નથી. ]

यथा कृषिस्सकल कांक्षित कामधेनु:
पूर्वं समादृततरा फलतिस्म भूरि ।
साप्यद्य वृष्टि सलिल प्रभूतेर भावा
न्द्रुष्का विशोषयति भारतवासि चेत: ॥

[ સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરવાવાળી એવી કામધેનુ સ્વરૂપ જે કૃષિ, તે આદરપૂર્વક અને સારી રીતે કરવામાં આવતાં પહેલાં ઇચ્છાનુરૂપ મનમાન્યું ધાન આપતી હતી, પરંતુ તેજ આ વખતે વૃષ્ટિ અને જળના અભાવે શુષ્ક થઇ ભારતવાસીઓના હૃદયને શુષ્ક કરી રહી છે. ]

वाणिज्यमस्य सकलं जलधौ निमग्नं
यन्त्रादिकस्य तु कथैव न चालनीया ।
आच्छादितुं बत ! शरीरमपि स्वकीयं
हा तात ! न प्रभवति स्वयमत्र वासि ॥

( હે તાત ! અહિંનો સર્વ વાણિજ્ય વ્યાપાર જલધિ નામ સમુદ્રને વિષે ડુબી ગયો છે. યન્ત્રો અને સંચાની તો પછી વાતજ શી ? તેઓનું તો માણસો નામ પણ ભૂલી ગયાં છે. વળી હે તાત !

શરીર ઢાંકવાને એક હાથ કપડું પણ ઘણાં માણસોને મળતું નથી. હાય હાય! એવી રીતે આ ભારતની ભૂમિ કેવા અધ:પાતને પામી છે. )

> दण्ड मद्यानदिन भारत दुष्कृतीना—
> मस्माभिरप्यतितरां विपदो विषादाः।
> दोषा स्व.ाङ्के अधुना तु कुरुष्य तात!
> दिव्यं प्रदाय करुणाञ्जलयो हतश्च दुःखम्॥

[ હે દીનાનાથ! હે દીનબંધુ! ભારતે જે જે પણ કંઇ દુષ્કર્મો કર્યાં હોય તેની શિક્ષા હવે આપ તેને પૂર્ણ દઇ ચુકયા છો, અને અમારા ઉપર આવેલી ખુબ વિપત્તિ-વેદનાઓને અમે વેઠી લીધી છે. તો હે તાત! હવે આપ આપના ચિત્તને દયાર્દ્ર કરી અમને શીઘ્ર આપનો હાથ આપી અમારા દુઃખનો નાશ કરો. ]

> **ऊरी कुरुष्व दयां दयामृतनिधे! संजात रोषावधे।**
> **कुर्या भारतवासिनां मृत मनस्स्वेतादृशी प्रेरणाम्।**
> **भूयो येन महेश। भारत भुवः सञ्जायता सुन्नतिः**
> **किंच क्षौणितले विनिर्मल यशोव्याप्तोस्तु मुत्साहहु॥**

**( હે ઇશ! આપના ક્રોધની હવે અવધી થઇ. હે દયામૃતનિધિ! દયાસ્વરૂપ અમૃતનિધિ! દયાસાગર! હવે આપ દયા કરીને ભારતવાસીઓના મરેલા હૃદયમાં એવી પ્રેરણા કરો કે જેથી ફરીને આ ભારતવર્ષ ફરી ઉન્નતિને પામી, તેનો વિમલ યશ સર્વ દુનિયાને વિષે આપે. )**

શ્રી કૃષ્ણ:—વત્સ એક સમયે ભારતવર્ષની જેવી ઉન્નતી હતી તેવીજ એક વેળા અવનતી થશે. જો આ તેનો ભૂતકાળ ( સામેના સીનનું બદાવું રામચંદ્રજીના લસમયનું પુનર્દર્શન, ખુલ્લા દ્વારે સુખ શાંતીથી નિંદ્રા લેતા પ્રજાજનો રૂષિ આશ્રમો વિગેરે. )

નિરંજન:—હા! સુખ સ્વપ્નો સર્વ ચાલ્યાં ગયાં. ભારતવર્ષ તારી આ શી ગતિ! પ્રભુ હવે વર્તમાનકાળ બતાવો?

શ્રી કૃષ્ણ—અસ્તુ! તારી ઇચ્છા પરિપૂર્ણ થાવ, [ હિંદુઓ ઉપર મુસલમાનોની ચઢાઈ તથા તેઓના હાથે થતો ધર્મ ભ્રષ્ટાચાર વિગેરેના દેખાવો. ]

નિરંજન:—[ ગાલોમાં તમાચા મારી ] પાહિમામ્, પાહિમામ્, પ્રભુ હદ થઈ હવે તો આ ભારતવર્ષને ઉગારો.

શ્રી કૃષ્ણ:—વત્સ હજી ભારતવર્ષના ઉદ્ધારને લાંબા કાળની જરૂર છે. જોઇ લે આ ભારતનું ભાવિ [ સીનનું પટલાવું, મુસલમાન રાજ્યો પર બ્રિટિશની ચઢાઇ, મિલોના ઉદ્યોગોથી ભરપુર દેખાવો જોઇ આશ્ચર્ય. ]

નિરંજન:—પ્રભો ! નિરંજન નાથ. આ વિદેશીઓના હાથમાંથી ક્યારે ભારતવર્ષ પાછું સ્વાતંત્ર મેળવશે.

શ્રી કૃષ્ણ:—પુત્ર તેમ પણ થશે. મારી વિભૂતી જે શાંતિ છે, તે જ્યારે ભારત ભુવનમાં અવતાર લેશે અને સારા ભારતવર્ષને શાંતિના પાઠ શિખવશે, અને તે ભારતવાસીઓ પરિપૂર્ણ શીખી લઇ તેને પગલે ચાલશે ત્યારે ફરીથી પાછી પૂર્વવત્ જાહોજલાલી પ્રાપ્ત થશે. જો આ તે સમય. [ દાદાભાઇ, ગોખલે, લોકમાન્ય વિગેરેનું ચિત્ર પટપર દેખાવું ત્યારબાદ ગાંધીજીનું રેંટિયા સાથે પ્રગટ થવું. ] જો જો પુત્ર આ પૂર્વનો ગરિબ અને શ્રીમંત ગૃહનો ગૃહઉદ્યોગ, એજ રેંટીઓ ભારત આબાદિનો મહાન મત્ર છે. હવે એનાથીજ ભારતના ભાવિનું નિશાન ફરીથી ફરકરશે. આખી આલમના માનવ, મ્હારાજ સંતાન છે એક બીજા પ્રત્યે દ્વેષ કરવાથી કોઇ પણ દીવસ ભારતનો ભાનુ ઉદયાચળે આવવાનો નથી. પરંતુ અન્યોઅન્ય પ્રેમ રાખતાં સિખવાથી અને બંધુ ભાવે વર્તવાથીજ **ભારતોદય થશે.**

નિરંજન:—હે દીનેશ ? એ તો કાળાંતરે પણ નહિ બને કારણ કે જાતીભેદ કદાપી ટળવાનો નથી. અને ભારતનો દી વળવાનો નથી.

શ્રી કૃષ્ણ:—પુત્ર ત્હારી ભૂલ થાય છે, જાતિભેદ ભલે હોય પરંતુ સર્વને સમાન ગણવાંજ જોઇએ કારણ કે ગમે તે જાતીના મનુષ્ય ગમે તે ધર્મના અનુયાયીઓ એ સર્વ મ્હારાજ સ્વરૂપો છે—મારાજ અંગો છે અને મ્હારા તે અંગોનાજ તે પુત્રો છે, બાલક છે. જો, તારી શંકાનું સમાધાન કર [ એમ કહી એક સ્થળે ઉભા રહેવાથી એક પછી એક સ્વરૂપો પ્રગટ થાય છે. ગૌતમ બુદ્ધ, ઇશુખ્રિસ્ત, દાદા હોરમજ, મહમદ પેગંબર વિગેરે. ત્યાર બાદ તેમના અંગમાંથી એક પછી એક મનુષ્ય ઉત્પન્ન થાય છે. તેઓ સર્વ એકત્ર થઇ છુટા છુટા ઉભા રહે છે.] પુત્રો તમે સર્વ મ્હારા સંતાન છો

માટે એક એકને આલિંગન દ્યો, અને મ્હારા વિશ્વ પ્રેમને સત્ય કરી બતાવો !

સર્વ:—જય જય પ્રભુ આપના આદેશને અમો શિરોમાન્ય કરીએ છીએ.

નિરંજન:—અહોહો પ્રભો ! આપની લીલા અગાધ અપાર છે, ધન્ય છે નાથ ! હું પામર આપની આવી અગમ અગોચર લીલાનો શી રીતે પાર પામી શકું ?

સર્વે:—આવો સર્વ બંધુઓ આવો આપણે બંધુ પ્રેમના સિદ્ધાંતો સ્વિકારીએ અને તેના ગુણ ગાન ગાઇએ.

[ ગાયન ]

અરે ! મુજ દેશ બન્ધુ હો ! ન શું સૌ આપણે ભ્રાતા ?
ભૂલી ભેદોપભેદો તો નહીં કાં એક સૌ થાતા ?
ભલે બંગાળી—પંજાબી—ભલે તેલંગી મદ્રાસી !
ભલે દક્ષિણી-ગુજરાતી, ન શું સૌ વિશ્વના વાસી !
ભલે હો હિન્દુ-મુસલમાન, ભલે હો પારસી-ક્રીસ્તાન !
પરન્તુ બન્ધુ ? એ સૌયે નહિ શું ઇશના સંતાન ?
સુધારક કે રૂઢિ રક્ષક, ભલે મિતવાદી કે ઉદ્દામ;
રહ્યે જે તે ભલે હોયે !-જુદાઈ તેથી શાને આમ ?
રહી હિંદની ગરમાં શું ન લોહી હિંદનું વહેતું ?
જરૂર સંતાન ભારતનાં સહુ આપણ છીએ બન્ધુ !

( શ્રી કૃષ્ણના ચર્ણ સમીપ સર્વ બેસી જાય છે અને પ્રાર્થના કરતા હોય તેમ દેખાય છે. સર્વ દેવો પુષ્પ અને આશીર્વાદ આપે હોય એમ દેખાય છે. )

આકાશ વાણી:—જય જય વિશ્વ પ્રેમાનો જય

ૐ

શાન્તિ શાન્તિ શાન્તિ

અંક ત્રીજો સમાપ્ત.

વંદે માતરમ્.

# હમારા સારા ને સસ્તાં પુસ્તકો ?

| | |
|---|---|
| "ગુજરાતી" ગાયનમાળા | |
| ભાગ. ૧થી ૫ દરેકના | ૦-૬-૦ |
| "ગુજરાતી" ગઝલ સાગર | ૦-૬-૦ |
| હિન્દ-કીર્તન (સચિત્ર) | ૦-૬-૦ |
| લાલ દીવો " | ૦-૬-૦ |
| સદ્દગુણી શશીકળા " | ૦-૬-૦ |
| ચતુર સુંદર સ્ત્રી વિલાસ અથવા | |
| મનહર સરળ ગરબાવળી | ૦-૧૦-૦ |
| જંદરે મહેફીલ યાને | |
| ગલઝેસે ગૌહર કવ્વાલી | ૦ ૧૨-૦ |
| સ્વરાજ્ય-કીર્તન | ૦-૨-૦ |
| મનરંજન રસિક ગાયન સંગ્રહ | ૦-૪-૦ |
| પ્રભાત સંગ્રહ | ૦ ૬-૦ |
| બ્રહ્માનંદ ભક્તિ સુધા | ૦-૪-૦ |
| ગામડીઓ ગમાર | |
| ભા ૧થી ૪ | ૦-૪-૦ |
| વીર-કથા-(વર્તા) | ૦-૫-૦ |
| વીર-દુર્ગાદાસ-(વાર્તા) | ૦-૫-૦ |
| ગજરામારૂની (વાર્તા) | ૦-૮-૦ |

**નવલકથાઓ.**

| | |
|---|---|
| રણજીત અને કુસુમ | ૨-૦-૦ |
| મધુસુદન | ૧-૮-૦ |
| સુરતીલાલ | ૨-૦-૦ |

**હવે પછી છપાંતા વાર્તાના પુસ્તં**

| | |
|---|---|
| છત્રપતિ શિવાજી | ૦-૫-૦ |
| મહારાણા પ્રતાપ | ૦-૫- |
| પૃથ્વીરાજ ચૌહાણ | ૦-૫- |
| કન્યા સુબોધિની | ૦-૫- |
| સદેવંત સાવળગા મોટી, | |
| ગુલબકાવલી | " |

**(સચિત્ર કાવ્યમય કથાઓ)**

સંસાર નોકા.
રંગમાં ભંગ | છપાય છે
રાજર્ષિ ભર્તૃહરિ ,,
જળ સમાધિ ,,
શ્રીમતી કૃષ્ણા કુમારી ,,
નળાખ્યાન ,,
ઓખાહરણ ,,
દાનેશ્વરી કર્ણ ,,
ભર્તૃહરિ નાટક મેરુ.
હરિશ્ચંદ્ર નાટક "
રાણકદેવી રાંખેગાર નાટક "

એ સિવાય તમામ પુસ્તકો મળે છે વેપારીઓએ સીધે પત્રવ્યવહાર કરવો સારો છે

---

છપાય છે

# એ ગાઈડ ટુ ધી ફોનોગ્રાફ રેકર્ડ્ઝ

**સારામાં સારા ચુંટી કાઢેલા ગાયનનો અપૂર્વ સંગ્રહ**

લખો

## "ગુજરાતી" સાહિત્ય મંદિર

**સલાબતપુરા સુરત.**
**મળો-લીમડાચોક**